# ગોઝારૂં લીંબડી

સચિત્ર

સરદાર વલ્લભભાઈ પટેલના
આમુખ સહિત

Mesakara of Limbdi




લીંબડીનાં પ્રજાજનો અગમ્ય કસોટીઓ
માટે તૈયાર રહે અને જીતે એમ ઇચ્છું.

—મહાત્મા ગાંધીજી



: પ્રકાશક :
મંત્રીઓ, અખિલ હિંદ સંસ્થાન પ્રજાપરિષદ



# પ્રજા અણનમ ઊભી છે

## બહિષ્કાર ચાલુ રહેશે

**લીંબડી** રાજ્ય પ્રજામંડળના આશ્રયે મળેલ લીંબડીવાસીઓનું આ સંમેલન વર્ષ દરમ્યાનની પરિસ્થિતિ તપાસી ઠરાવે છે કે લીંબડીમાં કાયદા અને વ્યવસ્થાનું રાજ્ય આજે પણ ગેરહાજર છે અને ઊભા કરવામાં આવેલ અરાજકતાનાં તત્ત્વોને રાજ્યે પ્રજાના જાનમાલ સાથે રમત રમવાની છૂટ રહેવા દીધી છે. એટલે જ્યાં લગી કરેલ જુલમો માટે રાજ્યને ખેદ ન થાય અને પૂર્વવત સ્થિતિ સ્થાપી કાયદા અને વ્યવસ્થાના અમલની ખાતરી ન મળે ત્યાં સુધી પ્રજાની હિજરત અને રાજ્યનો આર્થિક બહિષ્કાર અડગ રીતે ચાલુ રહેશે.



## સૌનો આભાર

**લીંબડી** રાજ્યમાં પ્રજાકીય અધિકારોની પ્રાપ્તિ અર્થે શરૂ થયેલ પ્રવૃત્તિને કચડવા, રાજ્યે જે અમર્યાદ જુલમો કર્યા એનો સામનો કરવામાં, લીંબડીની પ્રજાને, સહાનુભૂતિ અને રાજ્યના આર્થિક બહિષ્કાર દ્વારા, દેશ આખાએ તેમ જ ચીન-જાપાન જેવા દૂરના દેશોએ જે ટુંક આપી છે તે માટે લીંબડીની પ્રજા તેમની ઋણી છે અને નિશ્ચય જાહેર કરે છે કે આ રીતે વ્યક્ત થયેલ પ્રજા-ઐક્ય, લીંબડીમાં ચાલી રહેલ અરાજકતા અને અંધાધુંધીનાં બળોનો સામનો કરવામાં લીંબડીની પ્રજાને વધુ બળ આપશે.

[ અમદાવાદ લીંબડી સંમેલનના ઠરાવો ]

સરદાર વલ્લભભાઈએ લખેલ

# આમુખ

લીંબડી કાઠિયાવાડમાં નાનું એવું રાજ્ય છે. કાઠિયાવાડ પોતે હિંદના પશ્ચિમ કિનારે નાનો એવો દ્વિપકલ્પ છે અને ૫૮૪ રાજ્યોમાંથી ૨૮૩ રાજ્યો ધરાવે છે, જે બધા રાજ્યો બ્રિટિશ હિંદી પ્રાંતો સાથે મળીને આખો હિંદ બને છે. આ નાનકડા ૨૮૩ રાજ્યોમાંથી ૧૦૯ રાજ્યોનું ક્ષેત્રફળ ૧૦થી ૧૦૦ ચોરસ માઈલ છે, ૧૧૬ રાજ્યોનું ક્ષેત્રફળ ૧ થી ૧૦ ચોરસ માઈલનું છે અને ૨૨નું તો ૧ ચોરસ માઈલ કરતા પણ ઓછું છે. આ રાજ્યોમાંથી ૨૪૨ રાજ્યો ૧૦,૦૦૦ કરતા યે ઓછી, ૨૧૮ રાજ્યો ૫૦૦૦ કરતા યે ઓછી, ૧૨૭ રાજ્યો તો ૧૦૦૦ કરતાયે ઓછી અને ૩૧ રાજ્યો તો ૨૦૦ કરતા પણ ઓછી વસ્તી ધરાવે છે. વળી આ રાજ્યોમાંથી ૨૩૮ રાજ્યોની વાર્ષિક આવક રૂા ૧,૦૦,૦૦૦ કરતાયે ઓછી છે. આ સિવાયના ૧૮૮ રાજ્યોની વાર્ષિક આવક રૂા ૧૦૦૦૦ કરતા અને ૧૪૧ રાજ્યોની રૂા ૨૦,૦૦૦ કરતા યે ઓછી છે. આ સિવાયના કેટલાયે રાજ્યોને તો માત્ર હજાર કે બે હજારની જ આવક છે.

સરદાર વલ્લભભાઈ

ક્ષેત્રફળમાં કાઠિયાવાડ આખા હિંદના પચાસમા ભાગ કરતાયે ઓછો છે. આ વિસ્તારમાં ૧૧ ટકા હિંદીઓ ઉપર ૨૮૩ રાજાઓ રાજ્ય ચલાવે છે, જેમાંનો દરેક રાજા પોતાના પ્રદેશના ટુકડા પર, જેને સાર્વભૌમ સત્તાના પ્રતિનિધિના એજન્ટના, સભ્ય ભાષામાં જેને 'સલાહ' કહેવામાં આવે છે એવા, હુકમોને આધીન રહીને 'હકુમત' ચલાવે છે. આમાંનો દરેક રાજા—નાનો અથવા મોટો, પોતાની પ્રજા પર વત્તે ઓછે પ્રમાણમાં સત્તા ભોગવવાનો દાવો કરે છે અને તેમની અમલદાયનામાંથી તેઓની પાસેથી જેટલું કઢાવી

આવે છે; જે પાર્લામેન્ટ પ્રજાસત્તાને નામે બોલવાનો દાવો રાખતી હોવા છતાં હિંદમાં મધ્યયુગની આપખુદીનું ભીષણ રૂપ ફાલવા દે છે અને અસહાય પ્રજાજનોનાં જીવન અને સ્વાતંત્ર્ય નાનકડા આપખુદોની દયા પર મૂકી દે છે.

પુસ્તિકા પોતે જ પોતાની વાત કહે છે. શકા ન રાખી શકાય તેવા સાક્ષીઓના સીધા પુરાવા પર એનું મંડાણ થયું છે. એના પ્રકાશકો અહીં મૂકવામાં આવેલ હકીકતોને પુરવાર કરી શકે તેમ છે અને કરવાને તૈયાર છે. પણ જે કારણોની ચર્ચામાં હું અહીં ઊતરવા નથી માગતો એવાં કારણોસર સાર્વભૌમ સત્તાને આ રાજાઓનાં આવાં પરાક્રમો તરફ આંખો વીંચી રાખવામાં સગવડ રહે છે. જ્યાં સુધી આ રાજાઓ સાવભૌમ સત્તા પ્રત્યે વફાદારીનો ધધો બજાવ્યે રાખે છે અને જ્યારે જરૂર પડે ત્યારે બ્રિટનના યુદ્ધફંડમાં ઉદાર સખાવતો આપે છે, જેના એક ઇશારે તેઓ પોતાની ગરીબ અને પદદલિત ખેડુપ્રજાની છેલ્લી પાઈ પણ કઢાવી લઈને પૂર્ણ કરવા તૈયાર છે, ત્યાં સુધી આ રાજાઓ પોતાના આંતરિક ગેરવહીવટનાં પરિણામોમાથી પોતાને મુક્ત માને છે.

○ ○ ○

દુર્ભાગ્યે, સાર્વભૌમ સત્તાની દેશી રાજ્યોની પ્રજા તરફની પોતાની પ્રાથમિક ફરજોની અવગણના માટે માત્ર લીંબડી એક જ દાખલો નથી; ઠાકોરસાહેબ સાથે દેખાડવામાં આવેલુ વર્તન દેશી રાજ્યોમાં પ્રજાહક માટેની પ્રાથમિક લડતને દબાવી દેવાની વિશાળ નીતિનો એક ભાગ જ છે.

આધુનિક જીવનનું આ એક કારુણ્ય છે કે લોકશાહીના પ્રતિનિધિઓ કે જેઓ વિશ્વના સ્વાતંત્ર્ય માટે લડવાનો દાવો કરે છે તેઓ આવી પરિસ્થિતિ સહન કરી લે છે એટલુ જ નહિ, પણ વિચારપૂર્વકની સંમતિથી કે દોષિત ઉદાસીનતાથી, દેશી રાજ્યોના વહીવટમાં પ્રજાકીય અંકુરનું નાનુ શુ તત્ત્વ પણ દાખલ કરવા રાષ્ટ્રીય હિંદના પ્રયત્નો સામે આવી સત્તાઓને મજબૂત કરે છે.

જો આ પુસ્તિકા દુનિયાને કોઈ પણ છેડે વસતા ને પ્રજાસત્તામા માનનારાના આત્મામાં રોષ જગાડશે તો, કર્તાનો પ્રયત્ન સાર્થક થશે.

૧૯, ડીસેમ્બર, ૧૯૩૯ વલ્લભભાઈ પટેલ

## પ્રસ્તાવના

કાઠિયાવાડમાં આવેલું લીંબડી નામનું નાનકડું રાજ્ય અચાનક બદનામ થયું છે. લીંબડીના યુવરાજે નાઝીવાદને પણ વટાવી દીધો છે, અને પ્રજાકીય આંદોલનોને દબાવી દેવા અત્યાચારની તેમ જ દમનની નવી રીતિઓ યોજી છે. લીંબડીનું રાજકુટુંબ ભણેલું અને સંસ્કૃત હોવા માટે પ્રખ્યાતિ પામેલું હતું, પણ છેલ્લા દશ માસના બનાવોએ એ વાઘા ઉતારી નાખ્યા છે અને તેના પાછળ છુપાઈ રહેલ નગ્ન આપખુદી અને જંગાલિયતને ખુલ્લી પાડી છે.

યુવરાજે સ્વાતંત્ર્યની હિલચાલ પ્રત્યે સહાનુભૂતિ બતાવવાથી શરૂઆત કરી. બડીબડી વાતો અને આલતુફાલતુ યોજનાઓથી કાર્યકરોને સમજાવી લેવાની એમની ધારણા હતી. પણ કાર્યકરો એ યોજનાનાં પરિણામો જેવાં કે જીવનનું બાંધિયારપણું, ખેડુતોની વધુ આર્થિક ગુલામી અને પ્રજાજીવનમાં કોમી વિખવાદના ઝેર તેમાંથી જન્મે એમ દેખી ગયા. સીધા સામનાનું કોઈ આંદોલન શરૂ કરવાની તેની ઇચ્છા નથી એમ પ્રજામંડળે જાહેર કર્યું હતું; એનો એક જ માત્ર હેતુ હતો : ગામડાંમાં જવું, પ્રજાજનોને કેળવવા અને તેમની સાથે સંપર્ક સાધવો. પ્રજાઆંદોલનનો એક જ માત્ર મુદ્દો હતો. : વાણી અને મિલનસ્વાતંત્ર્યની છૂટ. યુવરાજે આવો કોઈ હક આપવાની ના પાડી. એનો હુકમ હતો, "તમે મારાં ગામડાંને નહિ અડકી શકો."



છતાં કાર્યકરો મક્કમ રહ્યા. રાજ્યને ન્યાયપૂર્વક વર્તવાની હિંમત ન હતી. એણે કોઈ પ્રતિબંધિત હુકમો ન કાઢયા, સભાબંધી ન ફરમાવી, કોઈ કાર્યકરને પકડયા નહિ. એણે પ્રજામાં ત્રાસ ફેલાવવાની અને લડતને દાબી દેવાની નવી જ રીત અખત્યાર કરી. ધમકી અને ધરપકડથી દમન શરૂ થયું અને ધીમે ધીમે કાર્યકરો અને પ્રજામંડળ તરફ સહાનુભૂતિ ધરાવનારા પ્રત્યે

હુમલા શરૂ થયા, જેઓ પ્રજામંડળ તરફ સહાનુભૂતિ દર્શાવતા હતા કે એવી શંકા હતી તેમની મિલકતની લૂંટ અને ચોરીઓ શરૂ થઈ, ધાડો યોજાઈ. અને છેવટે ૧૯મી ફેબ્રુઆરી ૧૯૩૯ને દિવસે જલિયાંવાલા બાગના અત્યાચારોની નવી આવૃત્તિ થઈ, જ્યારે લગભગ એક કલાકમાં ૮૦૦ માણસો ઉપર હુમલો કરી ખૂંજા કરવામાં આવી.

આ બધા બનાવો આ પત્રીનાં પાનાંમાં આલેખાયા છે. એમાં મુકાયેલ દરેક હકીકત પાછળ સંખ્યાબંધ નિર્વિવાદ પુરાવાઓનો ટેકો છે. મહાત્મા ગાંધીજીએ આ બધા આક્ષેપોને નિષ્પક્ષપાત પંચ પાસે પુરવાર કરવા પૂછેલું અને પ્રજામંડળ કોઈ પણ નિષ્પક્ષ પંચ પાસે એ બધા આક્ષેપો પુરવાર કરવા તૈયાર છે.

આ બધી વ્યવસ્થિત હિંસા અને જંગાલિયત જેઓ રાજ્યની નોકરીમાં હતા અથવા રાજ્યને આશરે હતા એવા માણસોની ઉશ્કેરણીથી જ ખાસ કરીને થઈ છે. રાજ્યે એક પણ માણસને પરહેજ કર્યો નથી કે એક પણ માણસ સામે કેસ ચલાવ્યો નથી. લીંબડીના બે ગામ—પાણશીણા અને રળોલની વ્યવસ્થિત ધાડો પછી, રાજ્યે એવા મતલબની નોટિસ બહાર પાડેલી કે એ અંગે ખાસ નિમાયેલ એક અમલદાર એ વિષે તપાસ ચલાવી રહ્યા છે. પ્રજા હજી એ કહેવાતી તપાસના પરિણામ માટે રાહ જોઈ રહી છે.

આ વ્યવસ્થિત ગુંડાગીરી સામે, પ્રજા સંપૂર્ણ અહિંસા જાળવતી ઊભી છે, રાજ્યના કોઈ પણ માણસ સામે પ્રતિકાર કે ખૂન કર્યાનો એક પણ દાખલો બન્યો નથી



જ્યારે રાજ્યમાં જીવવું જ અશક્ય થઈ પડ્યું અને જ્યારે ત્યાં વ્યક્તિ, મિલ્કત કે ન્યાયના કોઈ કાયદાનું રક્ષણ રહ્યું નહિ ત્યારે ૭ હજાર માણસોએ લાખો રૂપિયાની મિલ્કત છોડી દઈને રાજ્યની હદ છોડી દીધી અને તેમાંનો મોટો ભાગ છેલ્લા આઠ માસથી (હવે ૧૧ માસ થયા) હજી હિજરત ઉપર છે, 'હિજરત' પછી ત્રાસ અને દમનનું રાજ્ય ચાલુ અને વધતું રહ્યું છે. જેઓ પ્રજામંડળ પ્રત્યે સહાનુભૂતિ બતાવતા હતા કે એ સંબંધી શંકા હતી તે સૌની મિલ્કત રાજ્યે જપ્ત કરી લીધી છે અને તેમને આકરા દંડ કર્યા છે.

જપ્ત મિલ્કતો કે નાખવામાં આવેલ દંડ કોઈ તપાસ, નોટિસ કે કામ ચલાવ્યા વગર લેવામાં આવેલ છે અને વસૂલ કરવામાં આવેલ છે. જે લોકો હિજરત કરી ગયા છે તેમની બધી મિલ્કત, જપ્તી પહેલાં કે પછી [illegible]

કે ખબર આપ્યા વગર જપ્ત કરવામાં આવી છે. એ જ રીતે જે વેપારીઓ હિજરત કરી ગયા છે તેમની દુકાનો તોડીને હજારો રૂપિયાની કિંમતનો માલ, પહેલાં કે પછી કશી નોટિસ કે ખબર આપ્યા વગર લઈ જવામાં આવ્યો છે. કોઈ પણ માણસને આકરો દંડ ભર્યા સિવાય પાછા આવવાની રજા મળતી નથી. જેઓ દંડ ભર્યા સિવાય પોતાને ઘેર પાછાં ફરે છે તેમને તગડી મૂકવામાં આવે છે. કોઇ પણ માણસને સફેદ (ગાંધી) ટોપી પહેરીને રાજ્યની હદમાં દાખલ થવા દેવામાં આવતો નથી. અજાણ્યા માણસોને પણ ટોપી ઉતારવાની ફરજ પડે છે અથવા પરાણે ઉતારી લેવામાં આવે છે. એમને અનેક ધમકીઓ આપવામાં આવે છે. દમન અણઉતાર ચાલુ જ રહ્યું છે.



વેપારી જનતા પ્રત્યે ખાસ રોષ બતાવવામાં આવે છે. એ એક કેળવાયેલ અને રાજકારણમાં જાગ્રત કોમ હોવાથી પ્રજાલડતમાં સ્વાભાવિક રીતે મોખરે હતી. લડતના આગેવાનો મોટા વેપારીઓ હતા, જે દરેકને લીંબડી શહેરમાં હજારોની મિલકત હતી. આર્થિક રીતે તેઓને લડતમાંથી કાંઈ મેળવવાનું ન હતું, ઊલટું ઘણુ ગુમાવવાનુ હતુ. એમાંના દરેક જણ રાજકુટુંબ સાથે વર્ષોથી સારો સંબંધ ધરાવતા હતા. શરૂઆતમાં યુવરાજ તરફથી તેમને મદદ અને સહાનુભૂતિનાં વચનોથી પ્રોત્સાહન આપવામાં આવ્યું હતું. રાજ્યે પ્રજાનો ગુસ્સો દાબી દેવા માટે વેપારી જનતાને નાશ કરી નાખીને ગ્રામ્ય પ્રજા પર પોતાનો કાબૂ વધારવાનો નિશ્ચય કર્યો છે

છેલ્લા ૧૦ માસથી ચાલતા આ જંગાલિયતના રાજકારભારની સાર્વભૌમ સત્તા એક શાંત પ્રેક્ષક બનીને જ ઊભી રહી છે. એણે ક્રૂર અને નિર્દય દમન સામે એક આંગળી પણ નથી ઊંચકી. હજારો પ્રજાજનોનાં જીવન અને મિલકત હોડમાં મુકાયાં છે. લીંબડીના રાજવીએ મહાત્મા ગાધીજીની વિનવણીઓને કાન ધર્યો નથી.

મુબઈ, ૧૯, ઓકટોબર, ૧૯૩૯.

# પશ્ચાદ્ભૂમિકા

## પ્રકરણ પહેલું

લીંબડી, જે છેલ્લા થોડા માસથી 'અરાજક લીંબડી'ના નામે જાહેર થયું છે તે, જેમાંથી કાઠિયાવાડ બન્યું છે એવાં રાજ્ય અને જાગીરોના સમુદાય માંહેનો એક મોટો તાલુકો છે. એનું ક્ષેત્રફળ ૩૪૩·૯૬ ચોરસ માઇલનું છે અને એની વસ્તી લગભગ ૪૦,૬૮૮ની છે; એના રાજધાનીના શહેર લીંબડીની વસ્તી ૧,૨૦૦૦ની છે.

આ સિવાય નાનાં મોટાં ૪૯ ગામડાં છે. [અને એક બે નાના કસ્બા છે.] આમાંનાં ૧૨ ગામડાં યુવરાજના અંગત ખર્ચની જાગીર રૂપે અલગ પડેલાં છે અને એનું ખાસ મથક રાણાગઢ છે. આ ગામડાંમાં ત્રાસદાયક ગુલામીનું એક વિચિત્ર રાજ્યશાહી તંત્ર ચાલી રહ્યું છે અને ત્યાંનાં પ્રજાજનો અર્ધજંગલી સ્થિતિમાં જીવન ગાળી રહ્યાં છે. આ પ્રજાજનો જમીન સાથે જકડાઈ ગયાં છે અને ઘરની ઘરાખરી કરતાં વિશેષ હક ભાગ્યે જ ભોગવે છે.

રાજ્યની સૌથી સમૃદ્ધ જમીન ભાલમાં આવેલી છે. સામાન્ય અનાજના પાક ઉપરાંત આ પ્રદેશમાં સારું રૂ ઊગે છે. ખેડુ અને વેપારી બન્ને પર કેટલાય ખાસ લાગા નાખવામાં આવેલા છે, જેમાંના કેટલાક તો વધુ પડતા ત્રાસજનક છે અને પરાણે નખાયા છે.

રાજ દર વર્ષે રૂ. ૮,૦૦,૦૦૦ ની મહેસૂલ ઉઘરાવે છે. એટલે કરનો બોજ સ્વાભાવિક રીતે ભારે છે. મોટા ભાગની રકમ અર્ધ ભૂખ્યા ગામડાંમાં વસતા ખેડુતો પાસેથી વસૂલ કરવામાં આવે છે. મહેસૂલનો મુખ્ય વિભાગ ખેતીની પેદાશમાંથી આવતા રાજભાગનો છે. અનાજ ઉત્પત્તિમાંથી ચોથા ભાગ અને રૂ ઉપજમાંથી ત્રીજા ભાગ જેટલો એ ભારે છે. આ રાજભાગ ઉપરાંત, ઘરસાલેરો, ખાંતીવેરો, રોપાવેરો, દારૂવેરો, વિવાહવેરો, નોકરભરણું, જકાત વગેરે કેટલાયે લાગા લેનરીઓ તથા મોનોપોલી આપીની આવકનો મોટો ભાગ પૂરો કરે છે. મજૂરી અને વેપાર

ઉદ્યોગને લગતાં ધારાધોરણો એવી ચાલાકીથી યોજાયેલાં છે કે તેમાંથી થોડું વધારે નીચોવી શકે છે. આ રીતે ભેગી કરવામાં આવેલી રકમમાંથી ૫૦ ટકા રાજા અને એમના કુટુંબના ઉપયોગમાં જાય છે. બાકીના ૫૦ ટકામાંથી ઘણુંખરું કર ઉઘરાવનાર તંત્ર પછવાડે ખર્ચાઇ જાય છે. ખરી રીતે એક રૂપિયે માંડ એક આની શિક્ષણ, શહેરસ્વાસ્થ્ય અથવા વૈદકીય કામમાં વપરાય છે. ઘણાંખરાં ગામડાંમાં પીવાના પાણીની અછત છે. કસ્બા કે મોટાં ગામડાંના રસ્તાઓમાં દીવા પણ હોતા નથી.



ઠાકોર સાહેબ સર દોલતસિંહજી

આ રાજ્યનો કારભાર રાજ-મહેલમાંથી ચાલે છે. તે પર 'ત્રિમૂર્તિ'ની આણ વર્તે છે. વૃદ્ધ રાજવી સર દોલતસિંહજી ૭૦ વર્ષ વટાવી ગયા છે અને અત્યારે રાજકારભારથી દૂર રહીને સંતોષ માને છે. યુવરાજ શ્રી. દિગ્વિજયસિંહજી જ સાથેસાથ રાજ કરે છે. એ કાબેલ, કેળવાયેલા અને સ્વભાવિક રીતે જ વિચક્ષણ કુમાર છે. વાતચીતોમાં કેળવાયેલા, ગંભીર અને ચર્ચાઓમાં ઘણીય વાર વિશાળ ગ્રહણશક્તિ દાખવે છે. બીજા વાતાવરણમાં એ એક સુંદર આદર્શ સર્જી શકત. પણ કાઠિયાવાડી રજવાડાંના પ્રપંચી વાતાવરણમાં અને સડી રહેલી સંસ્થાના પ્રતિનિધિ તરીકે એની બુદ્ધિએ અંગત આમોદપ્રમોદ અને નાનામોટા કાવાદાવાઓના વર્તન તરફ સ્વાભાવિક



યુવરાજ સાહેબ



દીવાન

કુ શ્રી. ફતેસિંહજી

રીતે માર્ગ લઈ લીધો છે. એ પોતે ખુલ્લે દિલે નિર્મળ આપખુદીની માન્યતા જાહેર કરે છે.

રાજ્યનો ખરેખરો કારભાર તો ત્રીજા કુમાર દીવાન ફતેહસિંહજીના હાથમાં છે. શ્રી ફતેહસિંહજી ઇંગ્લાંડમાં ભણેલા અને બારીસ્ટર છે. એનુ વલણ વધારે વ્યવહારૂ છે. આ ત્રણેય આપખુદ પરંપરાના સ્મારમદારો છે. તેઓ. કાળના વિચારપલટાને સ્વીકારવા નાખુશ છે. અંગત અને રાજમહેલની જરૂરિયાતો એમની ગણનામાં પ્રથમ આવે છે એમની સામાન્ય નીતિમાં એમણે પ્રજાકીય આશાઓને સમજી સહાનભૂતિ દર્શાવી નથી અને કુદરતી પ્રજાકીય લડતની સામેસામ તેમણે નિર્દય દમન અને ભાડુતી માણસો દ્વારા અત્યાચારો ચલાવવામાં પાછી પાની નથી કરી.

પ્રાથમિક હક્કોની પ્રજાકીય લડતને દાબી દેવા આ ભણેલ રાજ્ય કુટુંબે ફેસીસ્ટ કે નાઝી રીતરસમોથી જરાયે જુદી નીતિ અંગીકાર નથી કરી. (૧) વ્યવસ્થિત ગુંડાશાહી. (૨) પ્રજામંડળના કાર્યકરોનુ નિકંદન, ખાસ કરીને વધુ રાજકીય જાગૃતિ દેખાડી વેપારી જનતા અને (૩) કાયદાની કોઈ વિધિ વગર મ્હોળા પ્રમાણમા મિલકતની લૂંટ અને જપ્તી, એ પદ્ધતિનાં આ થોડાંક મુખ્ય અંગો છે, જેની વિગત આ પછીના પ્રકરણોમા આપી છે.

# જાગૃતિ અને ઘર્ષણ

## પ્રકરણ બીજું

**લીં**બડી એક જુદા રાજા નીચેનું જુદું રાજ્ય હોવા છતાં કાઠિયાવાડનું એ એક અને અવિભાજ્ય અંગ છે. ગયે વર્ષે કાઠિયાવાડમાં નવજાગૃતિ આવી. રાજ-દમનોની દીર્ઘ રાત્રી આખરે પૂરી થતી લાગી અને પ્રજાકીય સ્વાતંત્ર્યભાવનાની પ્રભા ચારે બાજુ ચમકવા લાગી. કાઠિયાવાડ રાજકીય પરિષદ પ્રજાને ક્રિયા-શીલ બનાવી રહી હતી અને રાજકોટનાં ઝડપી આંદોલનોએ પ્રજાને સ્વમો રચતી કરી મૂકી. રાજાઓ અને પ્રજાકીય આગેવાનો ચારે બાજુ ભાવી માટે યોજનાઓ વિચારવા લાગ્યા.

લીંબડી હજી ઘોરતું હતું. ઠાકોરસાહેબ અને એમના કુટુંબનું આપખુદ શાસન પ્રજા માથે કાળા સીસાની પેઠે ભમતું હતું. પણ આ ભયાનક સ્વપ્નને ખંખેરી નાખવાનાં સાધનોની તેમને સમજણ નહોતી. પરંતુ તેઓ કોઈ ન જાણે તેમ ભૂમિકા બંધાયે આવતી હતી. પ્રજાહક્કો માટેની હિંદી રાષ્ટ્રીય મહાસભાની લડાઈએ માણસોનાં મન હચમચાવી મૂક્યાં હતાં અને એનો સંદેશ દૂરદૂરનાં ગામડાંમાં નૂતન આશાના પ્રજ્વલક તરીકે આવકારાતો હતો. લીંબડીની ગ્રામ્ય જનતા આમાં અપવાદ નહોતી. નવી ઊર્મિઓએ તેમનાં હૈયામાં ઝણકાર મૂક્યા અને તેઓને નૂતન દૃષ્ટિ લાધ્યે જતી હતી.

કદાચ પ્રજામાનસના આ પલટાએ જ રાજદરબારમાં વારંવાર ખેલાતાં પાશવ કૃત્યો સામેના એક કૃત્ય સામે અકલ્પ્ય જોરથી ચીડ લીધી: આવાં હવસખોરીનાં પાશવકૃત્યો ગજરદુંબના સભ્યોમાં આમોદાર્થે વારંવાર બનતાં. આવાં રાજ્યોનાં જીવનમાં જુવાન કન્યાઓનું અપહરણ એ સામાન્ય બીના બની ગઈ છે, પણ પાર્વતી નામની યુવાન દાસીનું મહેલમાંથી અલોપ થવું અને પાછળથી યુવરાજના મુખ્ય મદદ રાણામદમાંથી મળી આવવું એ વસ્તુએ

જ્વાળાઓ પ્રગટાવી. પ્રજાએ પોતાનો રોષ તદ્દન સ્પષ્ટપણે વ્યક્ત કર્યો અને રાજકુટુંબને નવી જાગૃતિના અસ્તિત્વનું ભાન થયું. આવા જ હેતુસર થયેલો અપહરણનો બીજો કિસ્સો પણ ચાંપતી તપાસ વખતે હાથ આવ્યો અને યુવરાજે પોતાને મૂંઝવણભરી સ્થિતિમાં મુકાયેલા જોયા. આ સમયે લીંબડીના કેટલાક મુખ્ય પ્રજાકીય આગેવાનો યુવરાજને મુંબઈમાં મળ્યા. તેમણે એક યોગ્ય માર્ગની સૂચના કરી અને યુવરાજ એવી શુદ્ધ મનોદશામાં હતા કે તેણે તરત જ તેમની સલાહને સ્વીકારી લીધી. ત્યારની જાણવા જેવી એ ફતેહ થઈ અને દરેક લાગતાવળગતાએ ઘણી રાહત અનુભવી.

મુંબઈમાં યુવરાજ અને પ્રજાકીય આગેવાનો વચ્ચે સ્થપાએલો આ સંબંધ વિકસવા લાગ્યો. દેશ સમક્ષના, ખાસ કરીને દેશી રજવાડાના મુદ્દાઓ ચર્ચાએ ચડયા. રાજવહીવટમાં પ્રજાકીય તત્ત્વોનો મુદ્દો પણ સંક્ષેપમાં ચર્ચાતો હતો. યુવરાજ આ ચર્ચાઓમાં ઉત્સુકતાથી રસ લેતા દેખાતા હતા. એ પોતાના રાજ્યમાં આંદોલનો વિષે પહેલેથી વિચારી લેવાને ઉત્સુક દેખાતા હતા. એ કહેતા હતા કે જો પ્રજાએ અસરકારક કામ કરવું હોય તો રાજકારણમાં વ્યવસ્થિત થવું જોઈએ. એક મુલાકાત વખતે તો એમણે ઈચ્છા વ્યક્ત કરી કે લીંબડીના જવાબદાર કાર્યકરોએ રાજ્યમાં જવું જોઈએ અને પ્રજાને વ્યવસ્થિત બનવામાં મદદ કરવી જોઈએ અને પ્રજામંડળ સ્થાપવુ જોઈએ. પ્રજાહિતમાં એક રાજકુમારને આવો ઊંડો ઉત્સાહ બતાવતા જોઈને આગેવાનો આશ્ચર્ય સાથે આનંદ પામતા હતા. આ બધું ૧૯૩૮ના નવેંબરમાં બની રહ્યું હતું.

નાતાલ દરમિયાન આગેવાનો પ્રજામંડળની સ્થાપના અર્થે લીંબડી ગયા. યુવરાજના આમંત્રણથી આગેવાનો તેમને મળવા ગયા. એમની મનોદશામાં તદ્દન ફેર થઈ ગયો હતો. તેમણે શહેર અને ગામડાંને જુદાં પાડી નાખવાની અને પ્રજાના નાતજાતમાં ભાગલા પાડવાની એક યોજના તૈયાર કરી હતી. એમનો આગ્રહ હતો કે પ્રજામંડળે કોઈ પણ સંજોગોમાં ગામડાંમાં નહિ જવું જોઈએ.

એ પોતે આમ્યજનતા પ્રત્યે લાગણી દેખાડતા હતા પણ એમની ફરેબી યોજના અમલમાં મૂકવા માટે એ આપખુદ સત્તાઓ માગતા હતા. "યુવરાજ રાજકારણમાં તર્કશાસ્ત્રી છે અને જેને તે 'રહમ' (Benevolence) કહે છે તેવી આપખુદીમાં માને છે. તે લોકશાહીને ધિક્કારે છે. પ્રજામંડળના કાર્યકરો ગામડાંમાં જાય એનો એમને ભારે ભય હતો. ગામડાંને સંપૂર્ણપણે એમના હાથમાં મૂકવાનું પ્રજામંડળ કબૂલ કરે એ શરતે શહેરમાં પ્રજાકીય મ્યુનિસિપાલિટી અને દવાખાનું તથા શિક્ષણ પર પ્રજાકીય અંકુશ આપવા કેટલાક સુધારા

દેવા માટે તેઓ તૈયાર છે એમ તેમણે કહ્યું. આવી શરતને સ્વાભાવિક રીતે પ્રજામંડળના કાર્યકરો સ્વીકારી શકે નહિ. સમસ્ત હિંદની જેમ લીંબડી રાજ્ય પણ એનાં ગામડાંમાં જ વસે છે. આઠેક લાખની આવકમાંથી લીંબડી શહેર માંડ ૫૦,૦૦૦ રૂા. આપે છે. ગામડાંમાં પહોંચી ન શકે એવા પ્રજામંડળનો કશો ઉપયોગ ન હતો.

એ પછી યુવરાજે જાહેર કર્યું કે રાજકોટ અનુસાર પોતે પણ જાહેરાત કરવા ખુશી છે અને તે માટે મુસદ્દો માગ્યો. એક મુસદ્દો એમને સુપરત થયો. એમણે સામા બીજા મુસદ્દા અને 'ફોર્મ્યુલ' ધર્યાં, જે બંને તેટલાં મોઘમ હતાં. કમિટી તૈયાર કરે એવા કોઇ બંધારણને અમલમાં મૂકવું એવી કોઇ બાંહેધરી અપાઇ ન હતી. આ બધી યોજનાઓનો નીચોડ ગામડાં અને શહેર, તેમ જ એક જ્ઞાતિને બીજીથી જુદા પાડવાનું હતું. પ્રજામાનસને કુદરતી રીતે અનુકૂળ એવી આ યોજના છે એવી એમની માન્યતા હતી. એક શરત એ હતી કે પોતે નીમવા માગે છે તે કમિટી તપાસ કરી અહેવાલ રજૂ ન કરે ત્યાંસુધી ગામડાંમાં કોઈ પણ જાતની રાજકીય પ્રવૃત્તિ ન ચલાવવી. આમ વખત વહી જવા દઇ, પ્રજાના ઉત્સાહને મંદ થવા દઈને મરી જવા દેવાનો એમનો ખ્યાલ સ્પષ્ટ હતો. એ જ સમયે રાજ્યના અમલદારો અને આડતિયાઓ ગામડાંમાં ફરતા હતા અને પ્રજામંડળમાં જોડાવા માટે પ્રજાને મનાઇ કરતા હતા.

ચર્ચાઓ ચાલતી હતી એ દરમ્યાન પ્રજામાં જબરી જાગૃતિ આવતી જતી હતી અને અગાઉ કદી નહિ જોયેલો ઉત્સાહ દેખાતો હતો. લીંબડીમાં લગભગ દરરોજ જબરી સભાઓ ભરાતી અને નીચે પ્રમાણેના ઠરાવ અનુસાર આવી એક સભામાં પ્રજામંડળ સ્થાપવામાં આવ્યું.

### ૨૪–૧૨–૩૮ના રોજ પસાર થયેલો ઠરાવ

લીંબડીના પ્રજાજનોની આ જાહેર સભા નીચેના સિદ્ધાંત અનુસાર લીંબડી રાજ્ય પ્રજામંડળની સ્થાપના કરે છે.

૧. સંસ્થાનું નામ લીંબડી રાજ્ય પ્રજામંડળ રહેશે.

૨. પ્રજામંડળનું ધ્યેય લીંબડીની પ્રજા માટે જવાબદાર રાજતંત્ર મેળવવાનું છે. જવાબદાર રાજતંત્ર એટલે પ્રજાના ચૂંટાયેલ પ્રતિનિધિઓને જવાબદાર એવા પ્રધાન અથવા પ્રધાનોથી ચલાવવામાં આવતું ઠાકોરસાહેબનું રાજ્ય.

૩. ઉપર કહ્યા ધ્યેયને અનુલક્ષી પ્રજામંડળ લીંબડીની પ્રજાના રાજકીય, સામાજિક અને આર્થિક ઉદ્ધાર અર્થે કામકાજ કરશે.

૪. ૧૮ વર્ષની ઉમરની ઉપરનો લીંબડીનો કોઈ વતની સભ્ય થઈ શકશે.

૫. વાર્ષિક લવાજમ એક આનો રહેશે.

શહેરમાંથી હજારો પ્રજામંડળમાં જોડાયા અને ગામડાંઓમાંથી આમંત્રણો વરસવા માંડયાં. કાઠિયાવાડ રાજકીય પરિષદની કાર્યવાહી ૧૯૩૮ ની પહેલી જાન્યુઆરીએ લીંબડીમાં મળી અને તેના પ્રમુખ દરબાર શ્રી. ગોપાળદાસ તથા રાજકોટના આગેવાન શ્રી. ઢેબરનું જબરું સરઘસ કાઢવામાં આવ્યું. ૨૦ હજારથી મોટી જાહેરસભામાં લીંબડી રાજ્યનાં દૂરદૂરનાં ગામડાંમાંથી પ્રજાજનોનાં ટોળાં ઊતરી પડયાં. પ્રજામંડળે અસંદિગ્ધ ભાષામાં જાહેર કર્યું હતું કે એનું ધ્યેય રાજવીના આશ્રય તળે જવાબદાર રાજતંત્રનું છે, પણ તાત્કાલિક હેતુ તો પ્રજાને માત્ર કેળવવાનો અને તેમની સાથે સંપર્ક સાધવાનો છે. પ્રજામંડળે ભારપૂર્વક જાહેર કર્યું હતું કે શાંત અને ન્યાયપૂર્વકનાં સાધનો વડે પ્રજાને કેળવવા સિવાય કોઈ પણ જાતનો સીધો સામનો કે ચળવળ ચલાવવાની તેની ઇચ્છા નથી.

આ આંદોલનની ઝડપી પ્રગતિથી અને દિવસે દિવસે એને મળતા વિશાળ ટેકાથી યુવરાજ અને રાજ્યના અમલદારો ચમક્યા. યુવરાજે આગ્રહ રાખ્યો કે કોઈ પણ સંજોગોમાં પ્રજામંડળના કાર્યકર્તાઓએ ગામડાંમાં નહિ જવું જોઈએ. "તમે મારાં ગામડાંને નહિ અડકી શકો" એ એમનો હુકમ હતો. આ ચળવળ તરત જ વાણી અને મિલન મેળવવાના સ્વાતંત્ર્યની લડત બની ગઈ. યુવરાજે દલીલો કરી, ખટપટ કરી અને ધમકી આપી પણ પ્રજામંડળના કાર્યકરો અડગ રહ્યા. વાણી અને મિલન સ્વાતંત્ર્ય જેવા પ્રાથમિક અધિકારો પર એ કોઈ પણ જાતની બાંધછોડ ન કરી શક્યા.

# ત્રાસ

## પ્રકરણ ત્રીજું

મંત્રણાનો આરો આવ્યો નહિ એટલે કાર્યકરોને સમજાયું કે રાજકુટુંબે મંત્રણાઓ તોડી નાખવા નિર્ણય કર્યો છે એટલું જ નહિ પણ પ્રજામંડળને જ તોડી નાખવાની યોજનાઓ તૈયાર થઈ રહી છે.

પ્રજામંડળ હિંદી રાષ્ટ્રીય મહાસભાની પ્રેરણાથી ચાલતી સંસ્થાની નીતિને મુખ્યત્વે અનુસરી રહ્યું હતું. એનો ઈરાદો અને પદ્ધતિ મર્યાદિત હતાં અને એનું મુખ્ય કામ પ્રજામંડળના તંત્રને જ મજબૂત બનાવવાનું હતું. આથી એમાં ગામડાંમાં જવું, જાહેર સભાઓ ભરવી અને સભ્ય નોંધવાના કામનો સમાવેશ થતો.

પણ રાજકર્મચારીઓએ આવી સામુલી પ્રવૃત્તિઓને પણ ભયભીત નજરે નિહાળી. તેઓએ નક્કી કર્યું કે આવું મર્યાદિત ધ્યેય હોવા છતાં પ્રજામંડળનું ગામડાંમાં મૂળ નાખવા દેવું નહિ જોઈએ. આથી તેઓએ પોતાની સમગ્ર શક્તિ પ્રજામંડળને તોડી પાડવાના એક માત્ર હેતુ પાછળ રોકી દીધી.

યુવરાજ અને દીવાન બ્રિટિશ હિંદ અને થોડાંક દેશી રાજ્યોની પ્રજાકીય પ્રવૃત્તિઓની પ્રગતિ નીરખી રહ્યા હતા. વટહુકમ અને લાઠીરાજ તળે અહિંસક લડત કેવી દૃઢ થઈ જાય છે તે તેમણે જોયું હતું. તેઓએ એ પણ જોયું હતું કે રાજ્યનાં દબાણોની કડકાઈ કે સરકારી બળનો સીધો ઉપયોગ પણ પ્રજાને રોકી શકતાં નથી.

આથી પોતાની યોજના ઘડતી વખતે યુવરાજ અને દીવાને બ્રિટિશ હિંદના સત્તાવાળાઓએ કરેલી ભૂલથી દૂર રહેવા નક્કી કર્યું. ઈતિહાસના વાચને તેમને શીખવ્યું હતું કે ઘાતકી રીતે ક્રૂર દમન ચલાવવાથી 'ઝેરી સિદ્ધાંતો' અને 'ચેપી મતો'નું નિકંદન કાઢવામાં સફળ થવાય છે. પણ પ્રજામન અત્યારે એટલો આગળ વધી ગયો છે કે આવા હેતુઓની સફળ પ્રાપ્તિ માટે જોઈતો

ત્રાસવાદ ગુજારવાની સીધી જવાબદારી કોઈ પણ રાજ્ય લઈ શકે નહિ. યુરોપના રાજકીય સિદ્ધાંતોના અદ્યતન વિકાસથી અને તેના અમલથી ત્રાસવાદી નીતિ પાર પાડવા માટે બીનકાયદેસર દબાણની જબરી શક્યતાઓ દેખાઈ છે. આવા સાધનોનાં સંપૂર્ણ ઉપયોગથી જ કોમ્યુનીઝમ, ફેસીઝમ અને નાઝીઝમે પોતાની સત્તાના પાયા ખોડયા છે. પ્રજાસમૂહને તોડી પાડવા માટે સશસ્ત્ર પોલીસ કે સુસજ્જ સૈન્ય કરતાં રાજ–અધિકારીઓથી ઉત્તેજાએલા અને પોષાએલા છૂપા જાસુસો, ગુન્હેગારો અને ભાડુતો વધારે સફળ થયા છે. લીંબડીએ મોસ્કો, રોમ અને બર્લીનની નીતિ શીખી લીધી અને પોતાની સ્થાનિક પરિસ્થિતિ અનુસાર એ સાધનોનું અનુકરણ કર્યું. અમુક બાબતમાં તો એણે સરમુખત્યારશાહી સ્યમની પણ સરસાઈ કરી છે.

નીચે પ્રમાણેની ચાર નીતિ અનુસરવામાં આવી.

(૧) પ્રજામંડળની પ્રતિનિધિશક્તિ સામે વાંધો ઉઠાવવા અને એની સભાઓ તોડી પાડવા માટે નામધારી રાજકીય સંસ્થાઓની રચના.

(૨) પ્રજામંડળના કાર્યકરો અને સહાનુભૂતિદર્શકોને દબડાવવા, લૂટવા અને હુમલા કરવા માટે તોફાની માણસો, રાજ્યના નાના નોકરો અને આશ્રિતોને પૂરા પાડવાનો.

(૩) પ્રજામંડળના કાર્યકરો ઉપરથી કાયદાના રક્ષણનો સંપૂર્ણ ઉઠાવ.

(૪) પ્રજામંડળના કાર્યકરોને રંજાડવા અને તેમની માલમિલકત જપ્ત કરવા માટે રાજાની આપખુદ સત્તાઓનો સંપૂર્ણ ઉપયોગ.

ચીવટથી યોજાએલી આ નીતિમાં જરાયે જવાબદારી ન ઉપાડવી પડે એવી રીતે ચોકખા ત્રાસવાદની નીતિ આચરવામાં આવી. નાઝી સ્ટોર્મ ટ્રુપ્સ અથવા એસ. એ. મેન. જેવા ટોળાએ બધી પાયમાલી કરી અને એના ભોગ થઈ પડેલાઓને કાયદાનું રક્ષણ મળ્યું નહિ. જેમનામાં રાજ્યને અવગણવાની હિંમત હતી તેઓ ઘવાઈને લોહીનીંગળતા પડ્યા રહ્યા પણ પુરાવાને લાગે વળગે છે ત્યાં સુધી રાજ્યની કાયદાપોથી અકલંકિત રહી અને રાજ્યવાળાના હાથ ચોકખા રહ્યા

લીંબડીનાં દરેક ગામડાંમાં પગી અને પસાયતા નામે ઓળખાતા ગામડાંના કેટલાયે ચોકિયાત હોય છે. આમાંના કેટલાક નામચીન ધાડપાડુઓ છે. પાણશીણાનો રસ્મન પગી મશહૂર છે. બ્રિટિશ હિંદની જેલમાં એ સાત વરસ ગાળી આવ્યો છે. એના છુટકારા બાદ ફરીથી એને પાણશીણામાં આશરો મળ્યો.

આ બધા પગી અને પસાયતાઓ વ્યવસ્થિત બન્યા અને તેઓને કાર્યકરો અને ગામડિયાઓને પજવવા, મૂંઝવવા અને દબાણ કરવાનો છૂટ પરવાનો મળ્યો. રાજ્યના નાના નોકરો અને જાંબુના મુખી જેવા ગામડાંના મુખીઓ પણ આ દળમાં જોડાયા. આ નામચીનોની પ્રવૃત્તિઓને મોટા અમલદારો મૂક પ્રોત્સાહન આપતા રહ્યા અને એમનાં પરાક્રમ જોતા રહ્યા.

રાજકુટુંબે સનાતનમંડળ અને મુસ્લિમજમાત સ્થાપીને વિરોધ શરૂ કર્યો. એ બધાં રાજ્યનાં સર્જન હતાં. રાજ્યના શ્વાસે જીવતાં, એની ઇચ્છાઓ વ્યક્ત કરતાં અને આતાઓ ઉઠાવતાં. સનાતનમંડળની ૧૫ જણની કાર્યવાહક સમિતિ છે. એમાંના આઠ જણા રોજના રોટલા માટે રાજ્ય પર આધાર રાખનાર રાજ્યના જ નોકરો છે. બે ઓનરરી મેજીસ્ટ્રેટો છે અને બે દરબારી કૃપા પર તદ્દન અવલંબેલાં પ્રાણીઓ છે. એક તો રાજ્યે આપેલી બરફની મોનોપોલી ધરાવનાર છે.

સનાતનમંડળ કરતાં મુસ્લિમજમાતને રાજય કુટુંબ સાથે વધારે નિસ્બત છે એના લગભગ બધા સભ્યો રાજ્યના નોકર છે. આ જ સંસ્થાઓને પ્રજામંડળ સામે ભેખડાવવામાં આવે છે. પ્રજામંડળની નિ:શંક પ્રતિનિધિત્વ શકિત સામે પ્રશ્ન ઉઠાવવાનું માત્ર તેમને શીખવવામાં નથી આવતુ, પણ પ્રજામંડળના કાર્યમાં રીતસર દખલ કરવા માટે તેમને પ્રોત્સાહન અપાય છે. તેઓ વણમાગ્યાં આહ્વાન આપે છે અને ઉઘાડા ઝગડા ઊભા કરે છે. અને પ્રજાપરિષદને તોડી પાડવામાં સનાતનમંડળે એમના ધર્મને કલંક લગાડે એવો ભાગ ભજવ્યો છે અને કદી ન ભુંસાય એવો રાજ્યની આબરૂને ડાઘ લગાડયો છે

પ્રજામંડળે આમસંપર્ક સાધવાના તેના કામથી શરૂઆત કરી ગામડાંઓમાંથી નેતાઓને આમંત્રણ આવવા માડયાં અને જ્યાં જ્યાં તેઓ ગયા ત્યાં ત્યાં તેમની માગણીનો ઉત્સાહભર્યો પ્રત્યુત્તર મળ્યો અને તેમનો ખૂબ સત્કાર થયો. ભાલ તો તરત જ પ્રજામંડળનું થાણું બની ગયું.

અધિકારીઓએ પોતાના ત્રાસ-યંત્રનાં ચક્રો ગતિમાં મૂકયાં વાણિયા ભાષણખોરોને સાંભળવાનાં ઘોર પરિણામ સામે ખેડુતોને ચેતવવામાં આવ્યા. યુવરાજનાં અનામત ગામડાંને પહેલી જ તકે સફળતાથી બીવરાવી દેવામાં આવ્યાં. આ ગામડાંના વતનીઓને દમદાટીથી પ્રજામંડળ સાથેના બધા સંબંધથી જુદા પાડી દેવામાં આવ્યા.

બીજાં ગામડાંઓમા લોકોને એટલા સહેલાઇથી ભયભીત ન કરી શકાયા.

એવા તોફાની ટોળાંએ પ્રજામંડળના સ્વયંસેવકો તથા કાર્યકરો તરફ નજર ફેરવી. અધિકારીઓ આ ગામડાંમાં ફરવા લાગ્યા અને પ્રજામંડળ સાથે સંબંધ રાખવા માટે ધમકી આપવા માંડયા. પ્રજામંડળે પોતાના કાર્યને વધુ વેગ આપ્યો. સભ્યો નોંધાવા માંડયા, સ્વયંસેવકો નોંધાવા માંડયા અને છાવણીઓ નાખવામાં આવી. રાજ્યે ભયનું સામ્રાજ્ય ફેલાવવાની જબરી જેહાદ ઉપાડી. તંગ વાતાવરણ અને પ્રજામંડળના શુભનામની અદેખાઈની ગંધ આવી જતાં જવાબદાર કાર્યકરો જ ગામડાંમાં પ્રવાસ કરવા લાગ્યા.



શ્રી ભક્તિલક્ષ્મીબા દેસાઇ

અલવાડિયા બાદ બનાવો બનવા માંડયા. લીંબડી પ્રજાપરિષદના પ્રમુખ તથા ગુજરાતના આગેવાન કાર્યકર્તા દરબાર ગોપાળદાસનાં પત્ની ભક્તિલક્ષ્મીબા જે મોટરમાં બેઠાં હતાં તેને કેટલાક ભાડુતી તોફાનીઓએ જાંબુ ગામમાં ઘેરી લીધી. ઠાકોરસાહેબ ભક્તિલક્ષ્મીબાના ધર્મપિતાને સ્થાને છે. કારણ કે તેમના પિતા શ્રી. ઝવેરભાઈ અમીન લીંબડીના દીવાન હતા ત્યારે સર જસવંતસિંહજી બીનવારસ મરી જતાં ગાદી ખાલી પડેલી તે વખતે અત્યારના ઠાકોરસાહેબને ગાદીએ બેસાડવામાં એમણે ભાગ લીધો હતો. આવી માનનીય સ્થિતિ પણ એમની પ્રવૃત્તિ તરફ ધ્યાન રાખતાં ગુંડાઓને ન રોકી શકી. મોટરને ઘેરી લેવામાં આવી અને કેટલાક કાર્યકરો પર હુમલો કરવામાં આવ્યો. ભક્તિલક્ષ્મીબાની પોતાની હિંમત અને ખેડૂતોની દરમિયાનગીરીને કારણે જ વધુ ખરાબ સ્થિતિ થતાં અટકી. પણ આ બનાવે આગામી સંકટની આગાહી આપી.



મોટરને ઘેરી લઇ હુમલો કર્યો

શિયાણી પાસે પ્રજામંડળની બીજી મોટરને તોડવામાં આવી અને એક સ્વયં-સેવક તથા ડ્રાઈવરને સખત રીતે મારવામાં આવ્યા. આ ગામમાં ટપુભા અને લાભશંકર જેવા રાજ્યના નોકરોના હુકમ પ્રમાણે ગુંડાઓ કામ કર્યે જતા હતા. તેઓ રાત દિવસ ગામડાના રસ્તે રસ્તે રખડતા અને પ્રજામંડળના સહાનુભૂતિ-દર્શકો તથા કાર્યકરોને ભયભીત કરવા માટે રીતસર હેરાન કર્યા કરતા. ખુલ્લા હુમલા કરવામાં આવ્યા અને સભાઓ તોડી પાડવામાં આવી. શિયાણી ગુંડાઓનું થાણું બની ગયું હતું. એ બાજુનાં બધા ગામડાઓમાં શિયાણી કેન્દ્રમાં આવેલું હોઈ ગુંડાઓએ એને હુમલાના પ્રથમ સ્થાન તરીકે પસંદ કર્યું.

આવા હુમલાઓથી વણથંભ્યું પ્રજામંડળ પોતાનું કામ ધપાવ્યે જતું હતું. રાજકચેરીની સામે જ ખુલ્લા મેદાનમાં એક જાહેર સભા ભરવામાં આવી. દશ જેટલા ધાધનખોરોએ સભામાં વિઘ્ન નાખવા પ્રયત્ન કર્યો પણ સભાજનો સભા ચલાવવામાં અડગ હતા. રેવન્યુ અધિકારી હાજર હતા. ધાંધલ થવા છતાં સભા સફળતાપૂર્વક ચલાવવામાં આવી.

ગ્રામજનોને અભિનંદન આપવા અને મક્કમતા માટે ખાતરી આપવા લીંબડીથી પગપાળા એક કૂચ લઈ જવામાં આવી. કૂચનું અતિ ઉત્સાહથી સ્વાગત કરવામાં આવ્યું.

❁

# ગામડાંમાં ધાડા

## પ્રકરણ ચોથું

ગામડાંઓમાં જેવા અપૂર્વ ઉત્સાહથી પ્રજામંડળનો સંદેશો ઝિલાતો હતો એના સમાચાર દિનપ્રતિદિન રાજ્યને મળતા હતા. તેઓ ચમકી ગયા. પ્રજાકીય બળોને દાબમાં રાખવા કાંઈક મજબૂત પગલાં ભરવાં જોઈએ એમ તેમને લાગ્યું. ધાક-ધમકી નિષ્ફળ નીવડી હતી. પ્રજામંડળનું મુખ્ય જોર વેપારીઓનું હતું. આથી વેપારીઓની માલમિલકત પર હલ્લો કરવાની વ્યવસ્થા થઈ. ત્રાસવાદની બીજી ભૂમિકા વિકાસ પામી રહી હતી. એ હતી ચોરી, લૂંટ અને ધાડ.

પાણશીણા પર ગુંડાઓનો હાથ ઝાટકયો. પાણશીણા ભાલ જીલ્લાનું બારું છે, અને ભાલ તો પ્રજામંડળનું મુખ્ય મથક હતું. સનાતનમંડળ ત્યાં જરાયે પગદંડો જમાવી ન શક્યું અને અધિકારીઓ પ્રવાસથી નારાજ હતા. પાણશીણા રાજ્યનું બીજું ગામ હતું, પ્રજામંડળના ઘણા કાર્યકરો ત્યાંના રહેવાસી હતા અને તેઓએ પ્રજામંડળની શાખા ત્યાં ખોલી હતી અને પોતાનામાંથી હોદ્દેદારો ચૂંટી કાઢ્યા હતા.

આવા દેખાઈ રહી હતી કે નવી ત્રાસનીતિનો ઉપયોગ પ્રથમ પાણશીણામાં થશે. ફરગસન પછી તરફ સૌની નજર નોંધાઈ હતી. શ્રી. મણિલાલ કે. વ્યાસ (મુંબાઈ ધારાસભાના સભ્ય)ના પ્રમુખપદે એ દિવસોમાં ભરાએલી પગીઓની સભામાં નક્કી થયું હતું કે પગીઓએ પ્રજાહિત સામે કશું કરવું નહિ. પ્રજામંડળના સત્યાગ્રહીઓએ પણ આમને ઘણું અને દરબારના હાથમાં પગીઓને હથિયાર બની રહેતાં અટકાવવા માગણી કરી. પાણશીણાના મહાજને ફરગસનને બોલાવ્યો અને ગામમાંથી પાછું જવું નહિ એવા જૂના કોલને યાદ આપી નવી જાતની આપવા માગણી કરી, પણ એ નામર્દાનગીના વચનના દેશક પાણીમાં ફરી સૂણી લાગ્યો.

"હું તો સુડી વચ્ચે સોપારી છું," એણે ફોગટની દલીલ કરી. "તમે શા માટે ઠાકોરસાહેબ જોડે સમાધાન નથી કરી લેતા?"

ગમે ત્યારે ઘા થશે એ ડરથી પ્રજામંડળના કાર્યકરોએ સ્થાનિક કાર્યકરોને તેમની કિંમતી ચીજો બાંધીચાંધી તૈયાર કરી, પાણશીણા છોડી દેવા માટે તૈયાર રહેવા અથવા પ્રજાના અહિંસક ચોકીદારો ગોઠવવા સલાહ આપી. કિંમતી ચીજો બાંધીને જાણે ધાડપાડુઓને હાથમાં સોંપી દેવા જ કાર્યકરોને ચેતવણી મળી હોય એમ થયું. કારણ કે ગુંડાઓએ અણધારી ઝડપથી કામ લીધું.

પ્રજામંડળે તા. ૮–૨–૧૯૩૯ને દિવસે બહાર પાડેલા નિવેદનમાં આ ભયાનક અત્યાચારની વિગતો આપવામાં આવે છે. એમાંના થોડાક ઉતારા:

"ફેબ્રુઆરીની પાંચમી તારીખે પાણશીણામાં 'રાજકોટ દિન' ઊજવવામાં આવ્યો હતો અને એક સભા ભરવામાં આવેલી, જે લગભગ દસ વાગ્યે વિખેરાણી. લગભગ ૧૧ વાગે લોકોએ ગામમાં અને ગામ બહાર ચારે બાજુ બંદૂકના ભડાકા થતા સાંભળ્યા. ત્યાર બાદ પ્રજામંડળના કાર્યકરો અથવા સહાનુભૂતિ ધરાવનારાના ઘર પર એક પછી એક હલ્લો થયો. લગભગ ૬૦ માણસો આવેલા લાગ્યા. તેઓએ ૨૦–૨૦ ના બે જથ્થા કરી નાખ્યા અને બાકીના ઘેરો ઘાલીને ગામ બહાર બેઠા.

"તેઓ બંદૂકો, તરવાર, છરા, લોઢાના સળિયા, લાકડીઓ વગેરે જાતન હથિયારોથી સજ્જ થઈને આવ્યા હતા અને સાથે મોટરો લાવ્યા હતા. ઓળખાઈ ન જવાય માટે તેઓએ બુકાનાં બાંધ્યાં હતાં, સાથે ટોર્ચ અને બત્તીઓ લાવ્યા હતા.

"પ્રજામંડળના સ્વયંસેવકોને બહાર આવતા અટકાવવા તેઓએ પ્રથમ પ્રજામંડળના કાર્યાલયને બહારથી તાળાં દઈ દીધાં અને પછી આગળ વધ્યા.

"એક ટુકડીએ ચુનીલાલ ધારશી પર હલ્લો કર્યો. એ માણસ ૫–૬ વર્ષથી માંદો થઈ ગયેલ છે અને તદ્દન ગરીબ છે. એ અને એની પત્ની ઓસરીમાં રહે છે. એનું માટીનું ઘર પડી ગયું છે. એનો ગુન્હો એ હતો કે એનો પુત્ર ભુરાલાલ પ્રજામંડળનો સ્વયંસેવક થયો છે. પહેલાં તેમણે ભુરાલાલની પૂછપરછ કરી. એ પ્રજામંડળના કાર્યાલયમાં સૂતો હતો. એ પછી તેઓએ ચુનીલાલ અને તેની પત્નીને સારી પેઠે ઝૂડયાં. ગાંડો માણસ ફક્ત રોયો અને દયા માટે કરગરવા માંડયો. એની પત્નીનાં કાંબિયાં કાઢી લીધાં. એના ઘરમાં બધું તોડી ફોડી નાખવામાં આવ્યું. ચુનીલાલ અને તેની પત્ની પાણશીણા છોડી ચાલ્યાં ગયાં છે.

"એ પછી વારો આવ્યો સુખલાલ જસરાજનો. એનો પુત્ર કાન્તિલાલ પણ પ્રજામંડળનો સ્વયંસેવક હતો પહેલા ખડકી ભાંગવામા આવી અને ૧૫ જણા ઘૂસ્યા તેમણે પહેલા કાન્તિલાલ ક્યાં છે એ પૂછ્યુ. એ પ્રજામંડળના કાર્યાલયે સૂતો હતો એ પછી સુખલાલ, એની પત્ની અને બાળકો પર તૂટી પડયા અને એમને ઇજા કરી એના ઘર ઉઝાડી નાખ્યા અને કેટલીયે ચીજોનો ઘાણ વાળી નાખ્યો. ધાડપાડુઓ લગભગ ૩૦૦૦ રૂા ની મતા લઇ ગયા.

"બીજી ટુકડી બીજે માર્ગે ગઈ લાગે છે. તેઓ પહેલા નાગરદાસ છગનલાલને ત્યા ગયા એની ખડકી ઉઘાડી નાખી. એણે ને એની પત્નીએ ઘરનાં બારણા ભીડી દીધા. ધાડપાડુઓ કુહાડી અને લોઢાના સળિયાથી કમાડ ભાગવા માડયા, એટલે થોડી વારે નાગરદાસે પોતે જ બારણા ખોલી નાખ્યા. એના પર તેઓ તૂટી પડયા અને ગભીર ઇજા કરી એને લૂંટી લીધો, ઘણી ચીજો ભાગી નાખી મિલકત બતાવવા માટે ફરીથી ધાડપાડુએ નાગરદાસને માર્યો ઘરમા સૂતેના બાળકોને મારી નાખવાની તેઓએ ધમકી આપી એની સ્ત્રી પર આક્રમણ કરવાનો ડારો દીધો



શ્રી કાળીદાસ ધનજી

"એ પછી નાગરદાસની પડખે રહેતા પ્રજામંડળના પ્રમુખ કાળીદાસ ધનજીનો વારો આવ્યો બન્નેના ઘર વચ્ચે એક વડી છે વડી ઠેકીને લૂટારૂઓ ત્યાં ગયા. કાળીદાસ એકલા જ રહે છે. એણે ખડકીએ થઇને ભાગવા પ્રયત્ન કર્યો. એણે ખડકી ઉઘાડી, પણ બહાર ઊભેલા ચાર-પાચ માણસો તત્ત એના પર તૂટી પડયા અને સારી પેઠે ઝૂડયા તેથી એ બેશુદ્ધ થયા એને ખાટલા પર નાખ્યા, એનું ઘર ઉજાડી નાખવામા આવ્યુ ઘરની બધી ચીજો તોડી ફોડી નાખી અને કિમતી ચીજો ઉપાડી ગયા. એ પછી બીજી ચીજો બતાવવા એના પર તૂટી પડયા ત્રણ ચાર જણા એની છાતી પર ચડી બેઠા અને છરી તથા તરવારોથી ઘા કર્યા. એને ગભીર ઇજાઓ થઇ, એના વાસામા ૩-૪ ઇચ ઊંડા તરવારનો ઝાટકો પડયો અને લોહીનુ ખાબકુ ભરાયુ. એને હોસ્પિટલમા લઈ જઈ ઓપરેશન કરાવવામા આવ્યુ કાળીદાસની ઉમર ૫૫ વર્ષની આસપાસ છે.

"એ પછી પ્રજામંડળના બીજા કાર્યકર નાથાલાલ પરશોતમનો વારો આવ્યો. એનાં ઘરડાં માબાપ અને ૧૪ વર્ષની દીકરી સાથે એ બહારની ઓસરીમાં સૂતો હતો. ૨૦ દિવસની સુવાવડી એની પત્ની ઓરડામાં સૂતી હતી. ઓસરીની લોઢાની જાળી તોડવામાં આવી. નાથાલાલે બહારના બારણેથી નાસવા પ્રયત્ન કર્યો. ચાર પાંચ બંદૂકધારીઓ સામા ઊભા હતા એટલે એ પાછો વળ્યો. એને લાઠીઓ અને પાટુઓથી ખૂબ ઝૂડવામાં આવ્યો. મહા મુશ્કેલીએ એ પોતાની પત્નીને પાડોશીને ત્યાં લઈ ગયો. એના ૬૪ વર્ષના ઘરડા માંદા બાપને મારીને સખ્ત ઘાયલ કરવામાં આવ્યો. માથામાં એને ઘા પડ્યો અને લોહી પડવા માંડ્યું. નાથાલાલની ૧૪ વર્ષની દીકરી પર હુમલો કરી એના શરીર પરથી બધા ઘરેણાં ઉતારી લીધાં. એ એટલી બધી બી ગઈ કે હજી પણ એ રડ્યા કરે છે એનાં બે ઘર તોડી ઉઘાડી નાખવામાં આવ્યાં. નાની મોટી બધી પેટીઓ તોડવામાં આવી અને ૮થી ૧૦ હજારનાં ઘરેણાં અને રોકડ રકમ લૂટારા લઈ ગયા. નાથાલાલ અને એનું કુટુંબ પાણશીણા છોડી ચાલ્યુ ગયુ છે.



"એ પછી પ્રજામંડળના બીજા આગેવાન કાર્યકર છોટાલાલ પુંજાભાઈનો વારો આવ્યો. એની ખડકી ખોલી નાખી. ટોળીની હડફેટે ચડતા એક નોકરને મારવામાં આવ્યો. ઓસરીની લોઢાની જાળી તોડી નાખી. છોટાલાલ અને તેની પત્ની એક ઓરડામાં હતાં લૂંટારા કુહાડીઓ અને લોઢાના સળિયા વતી કમાડ તોડવા માંડ્યા. થોડી વાર પછી છોટાલાલે પોતે ઓરડો ઉઘાડ્યો. તેને તથા એની પત્નીને બહાર ખેંચી કાઢ્યાં અને સોટા અને પાટુઓથી ખૂબ મારવામા આવ્યાં. એ પછી ધાડપાડુઓએ ઘરમાં પેસી નાની મોટી પેટીઓ તોડી ઉઘાડી નાખી અને કિંમતી વસ્તુ ઉઠાવી, બીજાં ઘરેણાં બતાવવા તેઓએ ફરીથી છોટાલાલ પર હુમલો કર્યો. એના માથા પર ફાનસ ફેંક્યું તેથી ગંભીર ઇજા થઇ. હાથ ઉપર પણ ઘા પડ્યો. એની પીઠ પર લાઠીનો ઘા કર્યો. ઘડિયાળમાં સાડા બારનો ટકોરો થયો તે ઘડીએ જ ઘડિયાળના ભુક્કા કરી નાખ્યા.

"એ પછી એની પત્ની પર હુમલો કર્યો અને એના શરીર પરથી ઘરેણાં ઉતારી લીધાં. તેમણે એના પગ કાપી નાખવા પ્રયત્ન કર્યો પણ પાછળથી છોડી દીધા. એ પછી બીજો ઓરડો પણ ઉઘાડી નાખ્યો અને કેટલુંયે

ભાંગી- તોડી નાખ્યું. એ પછી, એમને મેડી પર જવુ હતુ. દાદરાના બારણાને તાળું મારેલ હતું, તેને સળગાવી ભાંગી નાખ્યું. મેડી પર ત્રણ ઓરડા ઉઘાડી નાખ્યા, કિંમતી ચીજો ઉઠાવી અને કેટલીએ બીજી વસ્તુઓનો નાશ કર્યો. છોટાલાલની પત્ની પથારીવશ છે અને અમદાવાદ લઈ ગયા છે.

"ધાડપાડુઓએ ચુનીલાલના દીકરા ભુરાલાલની નાની દુકાન સહિત પાંચ દુકાનો તોડીફોડી નાખી

"તેઓ રાત્રે લગભગ દોઢ વાગ્યે ચાલ્યા ગયા લાગે છે. આ બધા સમય દરમિયાન ચારે બાજુ હવામાં ગોળીબાર ચાલુ હતા.

"જેને જેને મારવામાં, ઘાયલ કરવામાં કે લૂંટવામાં આવ્યા છે તે કાં તો પ્રજામંડળનો કાર્યકર છે અથવા સભ્ય છે. ધાડપાડુઓ બીજા કેટલાક જણને મળેલા. તેમને તેઓએ ચાલ્યા જવાનુ કહેલુ એ રાત્રે ગામમાં ત્રણ જાન હતી. ત્યાં તો તેઓ ફરક્યા પણ નથી.

"પાણશીણામાં પોલીસ ટુકડી રાખવામાં આવે છે અને કેટલાયે પગીઓ પણ છે. એમાંથી એક પણ બહાર ન નીકળ્યો.

"સવારે પણ રાજ્યનો કોઈ નોકર કાંઈ તપાસ કરવા ગયો ન હતો. લીંબડીમાં બીજે દિવસે સવારે નવ વાગે સમાચાર પહોંચ્યા અને તરત જ ડૉક્ટરો મોકલવામાં આવ્યા. ગંભીર સ્થિતિમાં પડેલા કાળીદાસને લીંબડી લાવવામાં આવ્યા અને બીજા ઘવાએલાઓની સારવાર કરવામાં આવી. લીંબડીથી પ્રજામંડળના લગભગ ૩૦ કાર્યકરો તરત જ ત્યાં ગયા અને જેમની આવતા રહેવાની ઇચ્છા હતી તેમને લીંબડી લઈ આવ્યા.

"દરબાર ગોપાળદાસ પાણશીણા ૭મી ફેબ્રુઆરીએ આવ્યા. જેના પર હુમલા થયા હતા અને ઘવાયા હતા તે દરેકને એ મળ્યા અને દરેક જગ્યા જોઈ. એમણે બધી ખુવારી જોઈ. કેટલીક જગ્યાએ ધાડપાડુઓની લાકડીઓ, કુહાડીઓ અને લોઢાના મળિયા રહી ગયા હતા. એ બધાં લીંબડી લાવવામાં આવ્યાં છે.

"હજી હવે તપાસ આદરી છે એમ કહેવાય છે. અમે અત્યારની પરિસ્થિતિમાં કહેરની તપાસની રીત વિષે કશું કહેવા માગતા નથી.

"એ જ બીજું આશ્ચર્યની વાત છે. એ જ રાત્રે પાણશીણાથી ચાર માઈલ દૂર રહેલ ગામમાં પણ ધાડ પડી હતી. પ્રજામંડળના જ કાર્યકરો પર હુમલો કરવામાં, માર મારવામાં અને લૂંટવામાં આવ્યા હતા."

આ ધાડની વિશિષ્ટતાઓ સામાન્ય નિર્દેશ કરતાં વધુ ધ્યાન માગી લે છે. એને જરા ઝીણવટથી તપાસીએ:

(૧) પાણશીણાનાં ૮૦૦ ઘરમાંથી લૂંટ ચલાવવા માટે માત્ર ૧૨ ઘર જ પસંદ કરવામાં આવ્યાં હતાં. આ બારે ઘર જુદી જુદી શેરીઓમાં છે અને દરેક ઘર પ્રજામંડળના કાર્યકર અગર સ્વયંસેવકનું હતું.

(૨) ધાડ પાડતાં પહેલાં જ્યાં સ્વયંસેવકો અને કાર્યકરો હતા તે પ્રજામંડળના કાર્યાલયને તાળાં મારી દેવામાં આવ્યાં હતાં.

(૩) ધાડપાડુઓ પ્રજામંડળના કાર્યકરોનાં નામ લઈને ઘર તથા દુકાનોમાં ઘૂસ્યા હતા. ઘરનાં માણસોને મારતી વખતે તેઓ રાજકીય સૂત્રોની ઠેકડી કરી રહ્યા હતા. જ્યાં જ્યાં કાર્યકરો તેમને ઘેર ગેરહાજર હતા ત્યાં ત્યાં તેમને માટે ખાસ પૂછપરછ કરતા અને એમનાં સગાં-સંબંધીઓને મારતા.

(૪) હવામાં બંદૂકોના અવાજ થતા તે દરમિયાન પ્રજામંડળના કાર્યકરો સિવાયના બીજાને ખાતરી અપાતી હતી કે તમારે બીવાની કશી જરૂર નથી.

(૫) આ 'ધાડ' પાડયા પછી બે કલાક દરમિયાનમાં ચાર માઇલ દૂર આવેલા રંગોલ ગામમાં આવી જ ધાડ પડી. રંગોલમાં ૬૦૦માંથી માત્ર ત્રણ ઘર જ લૂંટવામાં આવ્યાં હતાં. ત્યાં ભોગ થઈ પડનાર વાણિયા નહિ પણ મોની હતા, કારણ કે તેઓ પ્રજામંડળના કાર્યકરો હતા.

(૬) ક્રિયાકાંડની જાણે વિધિ ચાલતી હોય તેટલી ઝીણવટથી રંગોલમાં પાણશીણાની જ રીતનું પુનરાવર્તન થયું.

(૭) એ ગામે આગલા દિવસે રાજ્યના બે મોટા અમલદારો આવ્યા હતા અને બનાવની રાત્રે ત્યાં જ રોકાયા કહેવાય છે.

(૮) એ ગામમાં પોલીસથાણું અને પગીઓની ચોકી છે, પણ તેઓ આ આખા બનાવથી તદ્દન અજ્ઞાત રહ્યા હતા; જો કે એ નાના ગામડામાં ધાડપાડુઓ લગભગ ત્રણ કલાક દર્યાફર્યા હતા.

(૯) પાણશીણામાં પાકા-પગીપણાની વ્યવસ્થા છે, જેમાં કોઈ લૂંટ કે ધાડ પડે તો તે ભરપાઈ કરી દેવા માટે ગામડાંના પગીઓ બંધાએલા હોય છે ક્સન પગી ગામડાંના પગીઓનો મુખી છે. આ કિસ્સામાં તેની પાસેથી એક પાઈ પણ વસૂલ નથી કરવામાં આવી કે જેઓ લૂંટાયા છે તેઓને એક પાઈની પણ રાહત નથી અપાઈ.

પણ માણસ સામે કેસ.નૈસરધસ ચાર દિવસ રાજમહેલ સામે બેસી રહ્યું ઘણાખરા માણસો ઉપવાસ પર હતા. આ દરમિયાન રાજ્ય તો તપાસ કરી ઈલાજ કરવાનાં વચન આપ્યે જતું હતુ. પણ વધુ અશુભ બળ ઝડપથી કામ કર્યે જતાં હતાં. હરામખોરોને સજા કરવાનાં વચન અપાયે જતાં હતાં એ દરમિયાન અને લીંબડીની પ્રજા રાજમહેલ સામે બેઠી હતી છતાં પણ 'પાણશીણાની ધાડ' જેવી બીજી ધાડોનું તા. ૯મી ફેબ્રુઆરીએ કરસનગઢમાં અને તે પહેલાં તા. ૭ મી એ શિયાણીમાં પુનરાવર્તન થયું. આ ધાડો પછી ચોરીઓની પરંપરા અને ઊભા મોલની લૂંટ એક પછી એક બનતી રહી.

લૂંટ અને ચોરીઓની સંક્ષેપ નોંધ નીચે પ્રમાણે છે.

**ધાડો :—**

### (૧) પાણશીણાની ધાડ : તા. ૫–૨–૩૯

(अ) લગભગ સાઠ જેટલા ધાડપાડુઓ મોટરમાં આવ્યા.

(ब) તેમાંના લગભગ ઘણાખરા પાસે બંદૂકો, તરવારો, ધારીઆં, છરા અને લાઠીઓ હતી.

(क) સ્ત્રીઓ અને બાળકો સહિત દસ જણ ઘાયલ થયા. એમાંનાં બધાં જ પ્રજામંડળના કાર્યકરો અને તેમનાં કુટુંબીજનો હતાં. એકને તો તરવારથી ઘાયલ કરેલ.

(ड) ૭ ઘર અને પાંચ દુકાનો લૂંટવામાં આવી; બધી જ પ્રજામંડળના કાર્યકરોની.

(इ) ગામને પાદર તૈયાર રાખવામાં આવેલી મોટરોમાં નાખીને રૂ. ૨૫૦૦૦ની મતા ઉપાડી ગયા.

(फ) બે કલાક સુધી થોડે થોડે અંતરે બંદૂકના ભડાકાઓ કરવામાં આવેલા.

### (૨) રૂપોલની ધાડ : તા. ૫–૨–૩૯

(अ) ધાડપાડુઓની સંખ્યા ૫૦.

(ब) દસ માણસોને ઈજા અને ઘાયલ કરવામાં આવ્યા હતા.

(क) ધાડપાડુઓ બંદૂકો, તરવારો, ધારીઆં, છરીઓ અને લાઠીથી સજ્જ હતા.

(ड) ચાર ઘર–બધાં જ પ્રજામંડળના કાર્યકરોનાં–લૂંટવામાં આવ્યાં.

(इ) રૂ. ૮૦૦૦ની કિંમતની મતા લઈ જવામાં આવી.

(૩) કરસનગઢની ધાડ : તા. ૯–૨–૩૯

(अ) ધાડપાડુઓની સખ્યા ૨૦.

(ब) બદૂકો, તરવારો, ધારીઆ, છરી અને લાઠીઓથી સુસજ્જ.

(क) પ્રજામડળના કાર્યકર એક દરજીનુ ઘર લૂંટવામા આવ્યુ.

(ड) એકને ઘાયલ કરવામા આવ્યો અને બીજા બેને સખત મારવામાં આવ્યા.

(इ) માત્ર રૂ. ૨૦૦ની મતા મળી.

(૪) શિયાણીની ધાડ : તા. ૭–૨–૩૯

(अ) ધાડપાડુની સખ્યા લગભગ ૧૦.

(ब) તરવાર, બદૂકોથી સુસજ્જ.

(क) પ્રજામડળના કાર્યકરનુ એક ઘર લૂટયુ.

(ड) રૂ. ૧૦૦૦ની મતા ઉપાડી ગયા.

ચોરીઓ :—

| ગામ : | તારીખ : | માલની કિંમત : |
|---|---|---|
| ૧ રળોલ | ૪–૨–૩૯ | રૂ. ૨૦ |
| ૨ લખમીસર | ૭–૨–૩૯ | ,, ૧૮૦ |
| ૩ મોજીદડ | ૧૯–૨–૩૯ | ,, ૨૫ |
| ૪ પાણશીણા | ૧૯–૩–૩૯ | ,, ૩૦૦ |
| ૫ બળોલ | ૩–૩–૩૯ | ,, ૧૦૦૦ |
| ૬ શિયાણી | ફેબ્રુઆરી | ,, ૫૦૦ |
| ૭ દેવપરા | ૬–૪–૩૯ | ખેતીનો પાક |
| ૮ દેવપરા | માર્ચ | બે ઘોડીઓ |
| ૯ પાણશીણા અને શિયાણી | ફેબ્રુઆરી | ખેતીનો પાક |
| ૧૦ બળોલ | એપ્રીલ | ,, ૫૨૩ |
| ૧૧ પાણશીણા | મે | ,, ૫૦૦ |
| ૧૨ રળોલ | ,, | ,, ૫૦૦ |
| ૧૩ જાણુ | ,, | ,, ૬૦૦ |
| ૧૪ શિયાણી (ત્રીજી વાર) | ,, | ,, ૬૦૦૦ |
| ૧૫ કડોથી (,,) | ,, | ,, ૨૧૨૮ |

બધા ગામડાંમાં દમદાટી અને દબાણ પૂરજોસમાં ચાલુ હતુ. વાતાવરણમાં હથિયારબંધ ધાડોની વેરી અફવાઓ ઊડતી. જે ગામડાં–ખાસ કરીને

ખાસ કરીને વેપારી વર્ગથી–જુદા પાડી નાખવાની આ એક ધૂર્ત યોજના હતી. આ કહેવાતી ગ્રામપંચાયતોને ગમે એટલી રકમના દીવાની કેસ ચલાવવાની સંપૂર્ણ સત્તા આપવાની હતી; જેનો અર્થ એ થાય કે વેપારીઓ પાસેનાં ખેડુતોનાં બધાં કરજોના કેસ ગ્રામપંચાયતો દ્વારા ચલાવાય. સાથોસાથ રાજ્ય તરફથી પ્રચાર કરવામાં આવ્યો કે વેપારીઓનું દેણું ચૂકવવું નહિ.

પ્રજામંડળમાં ન જોડાવાનું કે પરિષદમાં ન હાજરી આપવાનું સમજાવવા માટે દમદાટી ઉપરાંત ખેડૂતો પાસે આ લાલચો ધરવામાં આવી.

આ રીતે કેટલાંક ગામડાંમાંથી કેટલાક ખેડુતો પાસેથી વફાદારીની સહીઓ લઈને રાજ્યે ગ્રામપંચાયત આપવાનો દેખાવ કર્યો, જેમાં રાજ્યના નિમાએલા માણસો જ ચૂંટાયા અને આ કહેવાતી ગ્રામપંચાયત દમનનું બીજું યંત્ર બની.

લીંબડી રાજ્યની આ બધી હિલચાલોમાં આશ્ચર્યકારક વાત તો એ છે કે સત્તાવાર રીતે તો રાજ્ય હંમેશાં આઘું રહ્યું છે. દાખલા તરીકે પરિષદ પર પ્રતિબંધ મૂકવાનું રાજ્ય માટે ખુલ્લુ હતુ પણ રાજ્યને એવું કાંઈ કરવું ન હતું. એને પાઠ મળી ગયો હતો કે પ્રતિબંધિત પરિષદોને હમેશાં વધારે પ્રસિદ્ધિ મળે છે તેમ જ વધારે સહાનુભૂતિ અને ઉત્સાહ પેદા કરે છે. બીજાં રાજ્યોની જેમ આ ભૂલ કરવાની રાજ્યની ઇચ્છા ન હતી.

આગળ કહ્યા પ્રમાણે વફાદારીની પ્રતિજ્ઞાઓ મેળવીને તથા ગ્રામપંચાયતો સ્થાપીને રાજ્યે ૧૬મી ફેબ્રુઆરીએ જાહેરાત બહાર પાડી કે રાજ્ય પાસે લીંબડીનાં તેમ જ ગામડાંનાં પ્રજાજનો પાસેથી અરજીઓ આવી છે કે તેઓ પ્રજામંડળની નીતિ સાથે સહમત નથી અને પ્રજાને નામે પરિષદ ભરે એવા પ્રજામંડળના હક્ક સામે તેઓએ વાંધો ઉઠાવ્યો છે. તેથી ૧૯–૨–૩૯ ના રોજ પ્રજામંડળ તરફથી બોલાવવામાં આવેલી પરિષદ પર રાજ્ય પ્રતિબંધ ફરમાવે એમ તેઓ ઇચ્છે છે. આગળ ચાલતાં જાહેરાત કહે છે કે રાજ્યે આંકડા એકઠા કર્યા છે એ પ્રમાણે લીંબડી રાજ્યની ૭૫% ટકા વસ્તી પરિષદ વિરુદ્ધ છે અને બાકી રહેતા ૨૫% ટકા કે જેણે પોતાનો વિરોધ નોંધાવ્યો નથી તેમાંથી પણ દરેક જણ પરિષદ ભરવાની તરફેણમાં છે એવી કશી સાબિતી નથી. જાહેરાત આગળ વધે છે કે સુધારા આપવાની રાજ્યની ઇચ્છા છે અને ખરી રીતે રાજ્યે ગ્રામપંચાયત અને સ્થાનિક સ્વતંત્ર્ય બક્ષી દીધું છે તેથી પરિષદની કશી જ જરૂર નથી. જાહેરાત નીચેના અનિષ્ટસૂચક શબ્દોથી પૂરી થતી હતી:—

"આ સંજોગમાં ફક્ત પ્રજાની લઘુમતી તરફથી બોલી શકે તેવી પ્રજાપરિષદ તા. ૧૯ મીએ ભરવાનું બીનજરૂરી જણાય છે જે જે રાજ્નો

મેળવવાનો તેમનો ઉદ્દેશ છે તે તથા તેથી પણ વધારે રાહતો ઘણાંખરાં ગામોમાં મળી ગઇ છે. અને જો પ્રજામંડળ પોતાની પ્રવૃત્તિ અને ચળવળ બંધ કરશે તો બાકીનાં ગામોમાં પણ તેવી રાહતો વધારે સત્વર મળી જશે. વળી પરિષદ ભરવા બાબત લોકોના મોટા ભાગના સબળ વિરોધ સામે થઇ પરિષદ ભરવી તે દેખીતુ સલાહભરેલુ નથી. આ **સંજોગોમાં પરિષદ ભરવાથી ગંભીર સ્વરૂપ પકડે તેવાં છમકલાં થઈ પરિણામે તોફાન થાય.** છતાં પરિષદનો નિષેધ કરી રાજ્ય પોતાની રૈયતના પ્રાથમિક હક્કો ઉપર જરા પણ અંકુશ મૂકવા માગતુ નથી. **પરંતુ આ ગંભીર વસ્તુસ્થિતિ જાણ્યા છતાં જો પરિષદ મળશે અને એને અંગે દુ:ખદ પ્રસંગો ઉપસ્થિત થશે તો તેની જવાબદારી પ્રજામંડળને શિર રહેશે.”**

પ્રજાના પ્રાથમિક અધિકારો માટેની રાજ્યની કાળજી ગમ્મતભરી છે. છેલ્લાં પેરેગ્રાફમાં રહેલી ધમકી સ્પષ્ટ ભાષામાં અને સાફ છે; પણ એ ત્યાં જ નથી અટકી જતી. આ જાહેરાતની સાથોસાથ, પરિષદમાં હાજર રહેવાનું જોખમ ગામડીઆઓને ગામડામાં જાહેર કરવાની અધિકારીઓને મૌખિક સૂચનાઓ અપાઇ હતી અને ગામડાંમાં હસ્તલિખિત જાહેરાતો નીચે પ્રમાણે ચોડવામાં આવી હતી—

> “૧૬/૨/૩૯ની જાહેરાતના સંબંધમાં જાહેર કરવાના આવે છે કે એમાં જણાવ્યા પ્રમાણે જેઓ પ્રજાની બહુમતીથી વિરુદ્ધ ભરાવામાં આવનાર પરિષદમાં હાજરી આપશે તેઓને રાજ્યના વિરોધીઓ ગણવામાં આવશે અને સ્થાનિક અધિકારીઓએ તેમનાં નામ લખી લેવાં.”

અહીં સુધી રાજ્યે શહેરમાં શહેરીસ્વાતંત્ર્યનો દેખાવ રાખ્યો હતો. ત્રાસજનક દમનનો ગામડાંવાળા બૂમો મારતા હતા પણ બહારની દુનિયામાં પોતાની આબરૂ જાળવી રાખવાના ઇરાદાથી શહેરમાં અત્યાર સુધી સીધાં દમનનાં પગલાં લેવામાં આવ્યાં ન હતાં.

સનાતનમંડળ અને મુસ્લિમજમાત નિષ્ક્રિય ન હતાં. ૧૮ મી ફેબ્રુઆરી, ૧૯૩૯ ના રોજ તેણે નીચે પ્રમાણે એક પત્રિકા બહાર પાડી:

> “ પ્રજાનાં મોટા ભાગનો વિરોધ છતાં અને સમસ્ત પ્રજાને નામે પરિષદ ભરવાનો હક ન હોવા છતા તા. ૧૯—૨—૩૯ના રોજ કહેવાતા પ્રજામંડળે ( વકીલ મંડળે ) લીંબડીની સમસ્ત પ્રજાને નામે પરિષદ ભરવા

જાહેર કરેલ છે, આ પરિષદમાં લીંબડી રાજ્યની સનાતની પ્રજાને તે સામે વિરોધ હોવાથી તેવો શાંત વિરોધ બતાવવા તે પરિષદમાં સનાતની સભ્યો મોટી સંખ્યામાં જવાનાં છે. સમસ્ત પ્રજાને નામે ભરાતી પરિષદમાં પ્રજાનાં દરેક માણસને જવાનો હક્ક હોઈ જો વણીકમંડળ તરફથી તે વખતે કોર્ડ-નથી અગર બધ બારણે સભા ભરી દાખલ થવામાં અડચણ કરવામાં આવશે, તો પરિષદમાં વિરોધ જાહેર કરવા તેની કોર્ડનને તોડીને પણ દાખલ થવા પ્રયત્ન કરવામાં આવશે. માટે વણીકમંડળને તેવી અડચણ નહીં કરવા ચેતવણી આપવામાં આવે છે, છતાં પણ જો વિઘ્ન ઉભું કરવામાં આવશે તો ગમે તે રીતે સનાતની સભ્યો સભામાં દાખલ થશે અને જો તેમાં સુલેહનો ભંગ થશે તો તેની જવાબદારી વણીકમંડળને શીર રહેશે."

મંત્રી

લીંબડી તા. ૧૮-૨-૩૯ **સનાતન ધર્મ સભા-લીંબડી**

આગલા પ્રકરણમાં સનાતન મંડળની રચના કહેવાઈ ચૂકી છે.

આ પત્રિકાની તેમ જ રાજ્યની જાહેરાતની ભાષા એકંજ મૂળમાંની પડાઈ હોવાની સ્પષ્ટ નિશાનીઓ બતાવે છે. પત્રિકા આગામી બનાવોની ચોકખી ચેતવણી આપે છે પોલીસ સુપ્રિન્ટેન્ડેન્ટ સનાતન મંડળની કર્યવાહીના એક સભ્ય છે એ જાતવી એ પત્રિકાનો બોજ વધે છે. ૧૬મી ફેબ્રુઆરીની જાહેરાતે સ્પષ્ટ કર્યું કે તે સમયે ગોલીમરક્ષણ નહિ મળે અને સનાતનમંડળની પત્રિકાએ ગુંડાઓને તેમનું કામ કરવાનો પુરો પરવાનો આપ્યો. જો બહુમતી પરિષદ સામે હતી તો પરિષદમાં હાજરી આપીને તેના બધા ઠરાવો ઉડાડી દેવાનો તેમને માટે સાવ સહેલો રસ્તો હતો. એ લોકશાહી રીત હતી. પણ એ માર્ગે તેઓ અનુસરવા માગતા ન હતા. એથી તેમના દાવાની પોકળતા ખુલ્લી પડી જાત. આવતા પ્રકરણમાં વર્ણવાયેલા પછીના બે દિવસોના બનાવો રાજ્યના ઇરાદા વિષે કશી શંકા રહેવા દેતા નથી.

## ધોળા દિવસની ગુંડાગીરી

### પ્રકરણ છઠ્ઠું

૧૮મી ફેબ્રુઆરી.

લીંબડીનાં સૌથી દૂરનાં ગામડેથી નીકળીને આખા દિવસમાં ત્રીશેક માઈલની કૂચ કરીને ગામડાંમાંથી ખેડુતો લીંબડી શહેરમાં ૧૮મી ફેબ્રુઆરીની સાંજે પહોંચવાના હતા. રાજ્યે ૧૮મીની સવારથી પોતાનું લાવલશ્કર ભેગું કરવાનું શરૂ કર્યું રજોળ–જાણુ ગામના વોરા જાંબુના નામચીન મુખીની આગેવાની નીચે મોટી સંખ્યામાં આવ્યા. ફરસન પગીની સરદારી નીચે પગી, પસાયતા અને ટોયાનાં ધાડાં આવ્યાં. તેઓ બધા સનાતનમંડળ અને મુસ્લિમજમાતના વાવટા તળે એકઠા થયા. તેઓને રાજ્યનાં મકાનોમાં ઉતારા અપાયા અને રાજ્યની મહેમાનગતિ ઉડાવવા લાગ્યા. લાલ અને લીલા પટ્ટાવાળી તેઓની ટુકડીઓ પડી ગઇ. તેઓ બધા બંદૂક, તરવાર, ધારીઆં, કડિયાળી ડાંગો અને વાંસની લાકડીઓ જેવાં જાતજાતનાં હથિયારો સહિત હતા.' રાજ્યની પોલીસ સગવડતાથી ખસી ગઈ આ તોફાનીઓનાં ટોળાં લોકોને ડરાવવા હથિયારો લઈ પોકારો પાડતાં શહેરમાં ભટકવા લાગ્યાં.

ગામડાંમાંથી આવતી ખેડૂતોની કૂચ લીંબડી સાંજે લગભગ છ વાગે પહોંચી. કેટલાયે દિવસ અગાઉથી ગામડાંમાં પ્રવાસ કરી રહ્યા હતા તે પ્રજામંડળના જવાબદાર કાર્યકરો તેને મોખરે હતા. ગામડાંમાં દમદાટી અને દમન છતાં પણ સ્ત્રીઓ, પુરુષો, બાળકો મળીને ૧૫૦૦ જેટલા ખેડૂતો ચાલીને, ગાડાંમાં કે ઘોડે બેસીને આવ્યા હતા. લીંબડીના પ્રજાજનોની સ્મૃતિમાં હમેશાં તાજો રહે એવો એ દેખાવ હતો. લીંબડીના સંખ્યાબંધ પ્રજાજનો ખેડૂતોનો સત્કાર કરવા સામે ગયા અને એક જબરૂં સરઘસ નીકળ્યું. સરઘસ શહેરના પૂર્વ છેડેથી શરૂ થઈને, શહેરના મુખ્ય રસ્તાઓમાંથી પસાર થઈને પશ્ચિમ છેડે અટકવાનું હતું.



કૂચ આવી, શહેરીઓએ સામૈયાં કર્યાં. લીંબડીની સ્મૃતિમાં એ દેખાવ હંમેશાં તાજો રહેશે

ખેડૂતો અને લીંબડીના પ્રજાજનોના સરઘસે થોડુંક અંતર કાપ્યું ત્યાં પ્રજામંડળના કાર્યકરોને સમાચાર મળ્યા કે ઘણી જાતનાં હથિયારો સહિત તોફાનીઓનું સરઘસ સામે આવે છે. તપાસ કરતાં કાર્યકરોને જણાયું કે કહેવાતા સનાતનમંડળ અને મુસ્લિમજમાતના આ સરઘસને મોખરે રાજ્યના લગભગ બધા અમલદારો હતા અને પ્રજામંડળે પોતાના સરઘસનો જે રસ્તો જાહેર કર્યો હતો એ જ રસ્તે જાણીજોઈને આવતા હતા. આથી કાર્યકરોએ પ્રજામંડળના સરઘસનો રસ્તો ફેરવી લીધો અને શહેરના તળાવ પાસે બીજો કોઈ અનીચ્છનીય બનાવ બનતા ટાળવા માટે તેને પૂરું કર્યું.



ખેડુતો: લીંબડી શહેરને આંગણે : ઉતારામાં

તોફાનીઓને આ ગમ્યું નહિ. જે સ્થાને પ્રજામંડળનું સરઘસ વિખેરાયું ત્યાં તેઓ ટોળે મળ્યા. તેમાંના કેટલાક હવામાં બંદૂકના ભડાકા કરતા હતા અને અથડામણ ઊભી કરવા માટે કેટલાક ખેડૂતો અને બીજા લોકોને જાણીજોઈને ચીડવતા હતા. પ્રજામંડળના સરઘસની સ્ત્રીઓ પર તેઓ હલ્લો કરવાની તૈયારીમાં હતા ત્યાં શ્રી. ભગવાનલાલ હરખચંદ અને શ્રી. અમુલખ અમીચંદ જેવા આગળ પડતા વેપારીઓ ઘા ઝીલી લેવા તરત જ આગળ આવી પહોંચ્યા. પ્રજામંડળના સ્વયંસેવકો તરત જ મોખરે આવ્યા અને સ્ત્રીઓનું રક્ષણ કર્યું. પ્રજામંડળના સ્વયંસેવકો અને કેટલાક કાર્યકરો પર હુમલા કરવામાં આવ્યા અને ઈજા કરવામાં આવી. ભાવનગરના શ્રી. પ્રહ્લાદરાય મોદી નામના વકીલ—જે પરિષદમાં હાજરી આપવા આવ્યા હતા તે-પણ ઘાયલ થયેલામાંના એક હતા. લોકો તરત જ વિખેરાઈ ગયા. રાત્રિ શાંતિથી પસાર થઈ જશે એમ આશા રાખવામાં આવતી હતી પણ એમ થવાનું ન હતું.

પરિષદમાં હાજરી આપવા માટે આવેલા ખેડૂતો—સ્ત્રીઓ, પુરુષો અને બાળકોને પ્રજામંડળની ત્રણ છાવણીઓમાં ઉતારો આપવામાં આવ્યો હતો અને તેમને વાળુ કરાવવામાં આવતું હતું. તે વખતે તોફાનીઓ લગભગ ૨૦૦ની એક એવી ત્રણ ટુકડીઓમાં વહેંચાઈ ગયા અને દરેક છાવણી આસપાસ વીંટળાઈ વળ્યા. તેઓ ધમકીભર્યા પોકારો પાડતા હતા અને તેમનાં હથિયાર વીંઝયા કરતા હતા. આથી પ્રજામંડળની છાવણીઓનાં બારણાં બીડી દેવામાં આવ્યાં. રાત્રે લગભગ દશ વાગે પ્રજામંડળના કાર્યાલયે સમાચાર આવ્યા કે એક છાવણીનાં બારણાં તોડી નાખવામાં આવ્યાં છે અને અંદરના ખેડૂતો પર હુમલો કરવામાં આવ્યો છે. પ્રજામંડળના કાર્યકરો અને સ્વયંસેવકો એ સ્થળે પહોંચી ગયા અને જોયું કે બાનાઓનો બુરખો ખેંચાડી દેવામાં આવ્યો છે, પાણીના માટલાં ફોડી નાખ્યાં છે અને કેટલાક ખેડૂતોને મારવામાં આવ્યા છે. પાસે જ પોલીસ-ચોકી હતી પણ તોફાનીઓને અંકુશમાં નાખવાનો કે એમાંના એકને પણ પકડવાનો કશો પ્રયત્ન ન થયો.

સ્વાભાવિક રીતે શહેરમાં [illegible] પડી. પ્રજામંડળના કાર્યકરો અને સ્વયંસેવકોએ પોતાની ટુકડીઓ પાડી નાખી અને રોન ફરવા તથા લોકોને ધરપત આપવા લાગ્યા. દરબાર ગોપાળદાસનાં પત્ની શ્રી. ભક્તિલક્ષ્મી રોનની મોખરે હતાં.

દરમ્યાન નગરશેઠ શ્રી. [illegible] ગણપતની [illegible] નીચે પ્રજામંડળના આગેવાનોએ જાતે [illegible] [illegible] [illegible] એવા અને [illegible] [illegible] એમને ઘેરે [illegible]. સમાચાર [illegible] [illegible] આશ્ચર્ય [illegible] અને

તોફાનીઓને કાબૂમાં લેવા તથા શાંતિ સ્થાપવા માટે પોલીસ સુપ્રિન્ટેન્ડેન્ટને તરત જ બોલાવ્યા. ઠાકોરસાહેબે કશી ચિંતા ન કરવાની અને બીજે દિવસે આવા બનાવ નહિ બને એવી આગેવાનોને ખાતરી આપી. ઉપરાંત એમણે કહ્યું કે હથિયારો કે લાઠી લઇ ફરવા સામે પ્રતિબંધ મૂકતો તરત જ હુકમ કાઢવામાં આવશે. દરમિયાન શહેરમાં ફરતા પ્રજામંડળના કાર્યકરો અને સ્વયંસેવકોને પરિષદની એક છાવણીએ તોફાનીઓનું એક ટોળું ભેગું થઇ ગયું. રિયાણીના પ્રખ્યાત તોફાની ટપુ અને લાખુ તેના આગેવાન હતા. તેઓએ પ્રજામંડળના કાર્યકરોને ગાળો દીધી, હુમલા કર્યા, પત્થરો ફેંક્યા અને પાછળ પાછળ ફર્યા. તેઓ પરિષદ ભરવાના સ્થળે પહોંચ્યા ત્યાં તેઓએ જાંબુના મુખીની આગેવાની નીચે બીજું તોફાની ટોળું જોયું.



નગરશેઠ શ્રી. લાલચંદ મઘવી અને શ્રી. અમુલખ અમીચંદ

આ સમયે આગેવાનો રાજમહેલેથી પાછા ફર્યા અને ત્યાં શું બન્યું તે તેમણે જણાવ્યું. આથી તરત જ મીટી મેજીસ્ટ્રેટને પરિસ્થિતિ નજરે નિહાળવા માટે બોલાવવાનું નક્કી કરવામાં આવ્યું. દરમિયાન મુખ્ય મથકેથી રચુ તોફાન અટકાવવાનો સંદેશો ફરી વળ્યો દેખાયો અને તરત જ શાંતિ ફેલાઇ ગઇ. એ ખુલ્લું હતું કે આખા રમખાણનું સરસ રીતે સંચાલન થતું હતું. જ્યારે કાર્યકરો મેજીસ્ટ્રેટ સાથે પાછા આવ્યા ત્યારે તોફાનીઓ વિખેરાતા હતા. એમાંના ઘણાને રાજ્યના નોકરો, આશ્રિતો અને કેટલાક સાદા પોષાકવાળા પોલીસ તરીકે પ્રજામંડળના કાર્યકરોએ ઓળખાવ્યા. જે છાવણી પર હુમલો કરેલો ત્યાં મેજીસ્ટ્રેટને લઇ જવામાં આવ્યા અને તેમણે ત્યાં થયેલું રમખાણ તપાસ્યું. પ્રજામંડળના આગેવાનો અને કાર્યકરો એ પછી છૂટા પડીને ગરે બે વાગે ઘેર ગયા. એમાંના થોડાક પરિષદના વરાયેલા પ્રમુખ દરબાર ગોપાળદાસ જે ગરે અઢી વાગે ગાડીમાં આવવાના હતા તેમને લેવા માટે રેલ્વે સ્ટેશન પર ગયા. જેમને દરબાર ગોપાળદાસને લેવા સ્ટેશન મોકલેલા તે સ્ટેશન પહોંચ્યા ત્યારે જોયું કે શહેરમાંથી નિષ્કાસિત થયેલા તોફાનીઓ સ્ટેશને ભેગા થયા હતા. દર-

બાર ગોપાળદાસ આવી પહોંચ્યા ત્યારે તેમને તથા તેડવા આવેલ ટોળાંએ સૌને ઘેરી લીધા અને શહેરમા જતા અટકાવ્યા. એ ગાડીમાં આવેલ બધા ઉતારૂઓને પણ રાજ્યની હદમા દાખલ થતા અટકાવવામાં આવ્યા. ટોળું દરબાર ગોપાળદાસના પ્રવેશને અટકાવવા સ્ટેશન સામે થોડે દૂર બેસી ગયુ અને શહેરમાં જતા બધા રસ્તા પર ચોકી મૂકી દીધી. ઉતારૂઓને તપાસી લીધા પછી એમને જવાની રજા આપવામા આવી. ફેબ્રુઆરીની ઠંડી ઉડાડવા તોફાનીઓએ આખી રાત ચારે બાજુ તાપણીઓ સળગાવેલી. તેનાં લાકડાં રાજ્યના મોટર ખટારામા રાજ્યના ગેસ્ટહાઉસમાથી લાવવામાં આવતાં હતાં.



દરબાર ગોપાળદાસ: પરિષદના વરાયેલા પ્રમુખ—એમને શહેરમાં પ્રવેશતા અટકાવવા ગુંડાઓએ નાકાબંધી કરી.

સ્ટેશને જે બન્યું તેના બનાવનાર આગેવાનો અને કાર્યકરોને પરોઢિયે જયુ ગામે ગયા, કે તરત જ તેમનો રસ્તો ત્યાં પહોંચતા આવ્યા તે વખતે તેઓને સિપાઈઓએ ચારે બાજુથી ઘેરી લીધા અને આગળ જવા કે પાછા ફરવા દેવા ના

પાડી. તેઓને ગાળો દેવામાં આવી, હુમલા કરવામાં આવ્યા અને બાકીની રાત્રે કડકડતી ઠંડીમાં ત્યાં જ બેઠા રહેવાની ફરજ પાડી. શ્રી. ભક્તિલક્ષ્મીબા વધારે વખત શાંત ન રહી શક્યાં. તે સ્ટેશને જવા માટે ટોળાં વચ્ચે થઈને આગળ ધસ્યાં કારણ કે તેને પોતાના પતિની સહીસલામતી માટે ઘણી ચિંતા થતી હતી. તેમના પર હલ્લો કરવામાં આવ્યો અને તેના ગળા સામે છરો નોંધવામાં આવ્યો. તે છતાં તેમણે નિર્ભયપણે ટોળાં વચ્ચેથી પોતાનો માર્ગ કરી લીધો અને સ્ટેશને જઈ પહોંચ્યાં.

જેઓને શહેરમાં પ્રવેશતા અટકાવવામાં આવેલા તેમાંના થેડાક ઉતારુઓએ સ્ટેશનમાંથી ઠાકોરસાહેબને તથા લાગતાવળગતા અધિકારીઓને બનાવો વર્ણવતા તાર કર્યા. પોલીસ સુપ્રીન્ટેન્ડેન્ટ સવારે લગભગ પા। વાગ્યે સ્ટેશને આવ્યા અને દરબાર ગોપાળદાસને પોતાના રક્ષણ નીચે લઇ જવાની માગણી કરી. કાર્યકરોને પણ સુખરૂપ પોતાની સાથે શહેરમાં ન લઈ જવામાં આવે તો દ. ગોપાળદાસે એકલા જવા ના પાડી.

આથી પ્રજામંડળની મોટરકાર શહેરમાં મોટરબસની વ્યવસ્થા કરવા માટે મોકલવામાં આવી. મોટરને ઘેરી લેવામાં આવી અને હુમલો થવાની તૈયારી હતી. પણ મોટર સાથે ગયેલા સાદા પોષાકના પોલીસે જાંબુના મુખીને રસ્તો કરવા કહ્યું કે તરત જ રસ્તો ખુલી ગયો.

આ પછી દરબાર ગોપાળદાસ અને કાર્યકરોને શહેરમાં લઈ જવામાં આવ્યા. દરમિયાન પ્રજામંડળના કેટલાક કાર્યકરો ડીસ્ટ્રીકટ મેજીસ્ટ્રેટ શ્રી. લવીંગીઆ પાસે તેને સ્ટેશન લઈ જવા ગયેલા. જ્યારે તેઓ સ્ટેશન જતા હતા ત્યારે તેઓને કાળા વાવટા સહિત ગણવેશ (Uniform)માં પોલીસોનું ટોળું મળ્યું. ડીસ્ટ્રીકટ મેજીસ્ટ્રેટને બતાવવામાં આવ્યું એટલે તેમણે કહ્યું કે તેઓ પણ લીંબડીના વતની છે અને તેથી તેમને ગમે તે રીતે વિરોધ દર્શાવવાનો અધિકાર છે.

## પ્રકરણ ૭

**પરિષદ દિન, તા ૧૯-૨-૩૯.**

**૧૯મી** ફેબ્રુઆરીની સવારમાં રાજ્યે હથિયારો લઈ ફરવા સામે પ્રતિબંધ મૂકતો હુકમ કાઢ્યો છતાં એ હુકમ માત્ર કાગળ પર જ રહ્યો. આખા દિવસ દરમિયાન કોઈ ગુંડા પાસેથી હથિયાર લઇ લેવાનો કે કાયદાભંગ માટે એમાંના કોઇને પરહેજ કરવાનો એક પણ પ્રયાસ પોલીસે કર્યો નહિ. પરિષદ કાર્યકરોએ લાઠી અને બીજાં હથિયાર લઇ જતાં માણસો તરફ મેજીસ્ટ્રેટનું ખાસ ધ્યાન ખેંચ્યુ પણ મેજીસ્ટ્રેટે કાયદો પળાવવા કશું કર્યું નહિ.

પરિષદના વરાયેલા પ્રમુખના ઉતારાને, પ્રમુખને પરિષદમાં હાજરી આપતા અટકાવવા માટે ૨૦૦ જેટલા ગુંડાઓના એક ટોળાએ સવારે નવ વાગે ઘેરી લીધો. ટુકડીને બધી બાબતોમાં સ્ટેટના એક ઉચ્ચ અધિકારીના ભાઈ તથા શિયાણી ગામના રાજ્યના બીજા અધિકારી દોરી રહ્યા હતા. આ ગુંડાઓ પાસે લાઠીઓ હતી અને પ્રમુખના ઉતારામાંથી જતા આવતા કોઇને પણ રોકતા હતા.

પરિષદ જૈન બોર્ડીંગના ચોગાનમા ભરાવાની હતી જે ચોગાનની ચારે બાજુ દીવાલો છે. એની મધ્યમા મોટો મંડપ રચવામાં આવ્યો હતો. બોર્ડીંગ એક ઘાટનુ મકાન છે. એની પૂર્વે અને દક્ષિણે જાહેર રસ્તા છે અને પશ્ચિમ તથા ઉત્તર તરફ રાજ્યનો બગીચો અને એની વચ્ચે દીવાલ છે. એ વખતે બોર્ડીંગમા લગભગ ૫૫ વિદ્યાર્થીઓ રહેતા હતા.

પરિષદ બપોરે અઢી વાગે ભરાવાની જાહેર થઈ હતી. ખેડૂતો અને પ્રતિનિધિઓ પરિષદને સ્થળે સવારના નવથી ભેગા થવા લાગ્યા. લાઠીઓ અને છરીઓ સહિત ગુંડાઓનુ એક જબરૂં ટોળું બહાર ભેગું થયુ. ત્યાં એક પોલીસ ટુકડી પણ માત્ર જોવા માટ, સંભવ છે કે સૂચનાઓ આપવા માટે, આવેલી. બહારના ટોળાની પ્રવૃત્તિઓની આગેવાની કરતા સનાતનમંડળની કાર્યવાહીના એક સભ્ય અને ઓનરરી મેજીસ્ટ્રેટ શ્રી. હરિશંકર જોષી ત્યાં હાજર હતા.

૧૦ વાગ્યા લગભગમાં પરિષદના મંડપમાં ૧૦૦૦ જેટલાં માણસો ભેગાં થયાં. સનાતન મંડળનું એક સરઘસ–ખાસ કરીને ગગસીઆ અને બ્રાહ્મણ બોર્ડીંગના વિદ્યાર્થીઓનું બનેલું–ગણવેશ (યુનિફોર્મ)માં સજ્જ થઈ લડાયક વૃતિ દેખાડતું, સૂત્રો પોકારતું શેરીઓમાં થઈને પરિષદના સ્થાને આવી રહ્યું હતું. પ્રજામંડળના કાર્યકરોને તંગ વાતાવરણના સમાચાર મળતાં તેઓ પરિષદના સ્થાને ગયા પણ તેમને ગુંડાઓના ટોળાએ અંદર જતાં અટકાવ્યા. એક ઝનૂની ફકીર તેમની સામે લાંબું ખંજર બતાવી હુમલો કરવાની અણી પર હતો પણ શ્રી. હરિશંકર જોષીએ 'હમણાં નહિ' એવો હુકમ દેવાથી અટકી ગયો. તે પછી કાર્યકરોએ તેમના આગેવાન શ્રી. જોષી સાથે વાતો કરી; તેણે તત્કાળ પૂરતી જગ્યા છોડી જવાની સલાહ આપી. આગેવાનોને પરિસ્થિતિથી વાકેફ કરવા કાર્યકરો ત્યાંથી ગયા.

શ્રી. લીલાવતી મુનશી, (એમ. એલ. એ. ગૃહસચીવનાં પત્ની) મુંબઇ; શ્રી. શાન્તિલાલ એમ. શાહ, સોલીસીટર, (એમ. એલ. સી.) મુંબઈ; શ્રી. જીવણલાલ દીવાન, ગુજરાત પ્રાંતિક સમિતિના મંત્રી; શ્રી. અર્જુનલાલા, અમદાવાદ જીલ્લા સમિતિના મંત્રી અને બીજા નેતાઓ બપોરે સવારની મેઈલ ટ્રેઇનમાં લીંબડી આવવાના હતા. એમ લાગે છે કે મુખ્ય મથકેથી હુકમ ફરી વળ્યો હતો કે આ નેતાઓ આવે તે પહેલાં પરિષદ તોડી પાડી કામ ઉકેલી દેવું.

લગભગ ૧૧ વાગે પ્રજામંડળના કાર્યાલયે સમાચાર મળ્યા કે ગુંડાઓ પરિષદના સ્થાનમાં દાખલ થઈ ગયા છે અને ખાનાખરાબી કરી મૂકી છે. પ્રજામંડળના કાર્યકરો અને આગેવાનો તે સ્થાને દોડી પહોંચ્યા. તેમની વિનતિથી ડીસ્ટ્રીક્ટ મેજીસ્ટ્રેટ અને સીટી મેજીસ્ટ્રેટ સાથે આવ્યા.

પરિષદના સ્થાનનો દેખાવ વર્ણવી શકાય તેવો નથી. ત્યાં હાજર રહેલાં લગભગ ૧૦૦૦ માણસોમાંથી આશરે ૭૦૦ જણને ઘાયલ અને ઈજા કરવામાં આવી હતી. એ જ વખતે બીજી છાવણીઓ પર હુમલા કરવામાં આવ્યા હતા અને બાળકો સહિત અંદર બેઠેલાંઓને ઘાયલ કરવામાં આવ્યાં હતાં. ગોણા કલાકમાં ઘવાયેલાંનો આંકડો ૭૦૦ એ પહોંચ્યો. માથાં ફોડી નાખવામાં આવ્યાં હતાં અને શરીરના બધા ભાગ પર ગંભીર ઇજાઓ કરવામાં આવી હતી. ત્રાસ અને દમદાટી છતાં જે ખેડુતો દૂરદૂરને ગામડેથી આવ્યા હતા તેઓ હુમલાનાં ખાસ નિશાન બન્યાં. બોર્ડીંગના કેટલાક વિદ્યાર્થીઓને પણ ગંભીર ઇજા થઇ હતી. જે કોઇએ ભાગવા પ્રયત્ન કર્યો તેનો પીછો પકડ્યો, ઝાલ્યો, નાંગો કર્યો અને મારવામાં આવ્યો. જલિયાંવાલા બાગના હત્યાકાંડનું પુનરાવર્તન થયું.

# ૧૯ મી ફેબ્રુઆરી, ૧૯૩૯ : લીંબડી



પરિષદની પાછલી બાજુએ ઠેકી પડવા મૂકેલી નીસરણી.



મકાન પર ચડ્યા, નળિયાં ફોડ્યાં, ચોગાનમાં ઉભેલાં સૌને છૂટે હાથે માર્યાં.



મંડપ તોડ્યો, એનાં છાપરાં અને વાંસડાથી ખેડૂતોનાં હાડકાં તોડ્યાં.

# હત્યાકાંડના અવિસ્મરણીય પુરાવા



લોહીનાં આવાં ખાબડાથી રંગાયેલી બોર્ડીંગની ઓશરી



[illegible]ડગાનો મુસ્લિમ એજન્ટ—જેને એ મહિના સારવાર નીચે રહેવું પડ્યું.



પ્રજામંડળનો સ્વયંસેવક ઘાયલ થયો

અગાઉ કહ્યા પ્રમાણે પરિષદનુ સ્થાન બંધ ચોગાનમા હતુ અને બારણા બધ કરેલા હતા આથી કેટલાક ગુડાઓ મગીયા બાજુની દીવાલ પરથી ઉતરી ગયા અને બીજા જાહેર રસ્તા પરની છાપરે ચડયા અદર હતા તેના પર ઝાપટના નળિયા દૂરથી ફેકયા ચોગાનનો દરવાજો તોડી નાખવામાં આવ્યો અને ગુડાઓનુ આખુ ટોળુ અદર દાખલ થયુ મડપના કટકેકટકા કરી નાખવામા આવ્યા



પ્રજામંડળના આગેવાનો, કાર્યકરો અને સ્વયંસેવકોએ તરત જ તેમની બધી શક્તિ ઘવાયેલા અને ઈજા થયેલાઓની સારવાર કરવામાં રોકી. સૌથી મોખરે પ્રથમ આવી લાલ ક્રોસની પટ્ટીઓ પહેરેલ દેશસેવિકાઓની (સ્વયંસેવિકાઓની) ટુકડી. ખુદ મેજીસ્ટ્રેટની અને પોલીસ સુપ્રીન્ટેન્ડેન્ટની હાજરીમાં જે મોટરમાં તેઓ આવ્યાં તેને ઘેરી લેવામાં આવી. તેઓ મોટરમાંથી ઊતરીને ટોળાં વચ્ચે થઈને ચોગાનમાં ધસી ગયાં. ઘવાએલાંઓને તરત જ સ્ટેટ હોસ્પીટાલ અને



ભરબજારના દવાખાને ઘવાયેલાં ઉપર થતા હુમલાને ઝીલતા કોર્ડન

લીંબડીના ખાનગી ડૉકટરો પાસે લઈ જવામાં આવ્યાં. વઢવાણ કેમ્પ અને બીજી પાસેની જગ્યાએથી આવેલા ડૉકટરો તરત જ ઘવાયેલાંઓની સારવારે લાગ્યા. સ્વયંસેવકો ઘવાયેલાંઓને હોસ્પીટલ લઈ જતા હતા, જ્યાં તેમની પાટાપીંડી થતી અને સારવાર કરવામાં આવતી. જેઓ વધારે ગંભીર રીતે ઘવાયેલા હતા તેઓને બાજી જૈન બોર્ડીંગ તથા ખાનગી સ્થળોએ લઈ જવામાં આવ્યા. આશરે ૩૦૦ જણાને ગંભીર ઈજા થઈ હતી. તેમાંના ચાર પાંચ તો

તદ્દન ગંભીર સ્થિતિમાં હતા અને તેઓને 'રાજકોટ હોસ્પીટલમાં ઇન્ડોર પેશન્ટ તરીકે દાખલ કરવામાં આવ્યા.

ગુંડાઓએ એ દિવસે વધારે ઘવાયેલાઓને રાખવામાં આવ્યા હતા તે જૈન બોર્ડીંગ પર કેટલીયે વાર હુમલા કર્યા અને જ્યાં મોટી સંખ્યામાં બીજા ઘવાયેલાઓની સારવાર થતી હતી તે ડૉ. પોપટલાલનું દવાખાનું વારંવાર હુમલા કરવાનું નિશાન બન્યું.

મુંબઈ અમદાવાદ અને બીજાં સ્થળેથી આગેવાનો બપોરે લગભગ ૧૨–૫૦ આવી પહોંચ્યા. તેઓએ કરેલું નિવેદન આ પુસ્તકમાં જુદું આપેલું છે.



પગનો નળો તોડી નાખ્યો, બે મહિને સાજા થયા

પ્રજામંડળના કાર્યકરો જાહેર કર્યા મુજબ બરાબર ૨–૩૦ વાગે પરિષદ ભરવામાં મક્કમ હતા. પરિષદની એક ઝુંપડીમાં શ્રી. લીલાવતી મુન્શી. (એમ. એલ. એ.) ના પ્રમુખપદે પરિષદ ભરવામાં આવી અને નીચે મુજબ બે ઠરાવો સર્વાનુમતે પસાર થયા–

ઠરાવ ૧: ગોંડલ રાજ્યના પ્રજાજનોની આ પરિષદ નેતા [illegible] [illegible] તરીકે [illegible] છાપ નીચે જવાબદાર રાજતંત્રનું [illegible]

જાહેર કરે છે અને તેની પ્રાપ્તિ માટે શાંત અને ન્યાયી સાધનોથી આંદોલન કરવાનું નક્કી કરે છે.

ઠરાવ ૨ : લીંબડી રાજ્યના વતનીઓની આ પરિષદ પ્રજાપરિષદના શાંત સમેલનને તોડી પાડવા માટે રાજ્યે યોજેલી સામુદાયિક હિંસાને વખોડી કાઢે છે અને એવા હિચકારા હુમલાના ભોગ થઈ પડેલા પ્રત્યે હાર્દિક સહાનુભૂતિ દર્શાવે છે.



મોતના ઓછાયા વચ્ચે પણ પરિષદ મળી

જ્યાં મનાવેલા પડયા હતા એ જૈન બોર્ડિંગ પર હુમલા થયાના સમાચાર સાંભળીને શ્રી. બાપાલાલ કે. દોશી તથા શ્રી. [illegible] પરીખ સહિત પ્રજામંડળના કેટલાક કાર્યકરો એ જગ્યાએ મોટરમાં ઉપડયા. બરાબર ગેસ્ટ-ઓફિસ પાસે એમની મોટર પર હુમલો કરવામાં આવ્યો. એની અંદરના ચૂરા કરી નાખ્યા અને કાચ ભાંગી નાખ્યા. તેઓ પર લાઠીથી હુમલો થવાથી તેમને ઈજા થઈ. એ વખતે સામે જ આવેલ મોટર ગેરેજમાં રાજ્યના રેવન્યુ સેક્રેટરી શ્રી. [illegible] હાજર હતા. ત્યાંથી તે ગેરેજના મેનેજર

શ્રી નવનસિંહજી માથે બહાર આવ્યા અને તેમને રક્ષણ આપ્યું કાર્યકરોની મોટરનો ડ્રાઇવર થોડો વખત જડ્યો નહિ. જેથી એને ગેરેજમાંથી લાવવામાં આવ્યો.

ત્યારપછી આ ગુંડાઓના ધાડાએ લગભગ બે કલાક સુધી રસ્તા ઉપર બીજાં તોફાન કર્યે રાખ્યાં. ગાંધી ટોપીઓ પડાવી લઈને પગ તળે રગદોળવામાં આવતી.



આ ગુંડાઓનાં ધાડાં સવારથી સાંજ સુધી શેરીએ, ચોરે, ચૌટે, બજારે નિરંકુશપણે ઉછળતાં રહ્યાં

આ સમય દરમિયાન પ્રજાપરિષદની એક છાવણીમાં ભરાયેલી પરિષદ પૂરી થઈ અને વિખરાયેલા લોકો શ્રી લીલાવતી મુનશી અને બીજા આગેવાનોની સાથે દરબાર ગોપાળદાસને ઉતારે ચાલ્યા આવતા હતા

તોફાન કરવાની મનોવૃત્તિ ધરાવતા ગુંડાના એક ટોળાને ત્યાં મૂકવામાં આવ્યું હતું

શ્રીમતી લીલાવતી મુનશી અને શ્રીમતી ભક્તિલક્ષ્મીબા અંદર દાખલ થયા પછી બીજાને અંદર જતા રોકવામાં આવ્યા ટોળું "બંધ કરો" એવી બૂમો પાડતું હતું ભાવનગરવાળા શ્રી આત્મારામ ભટ્ટનું પહેરણ ફાડી નાખવામાં આવ્યું ત્રણ ખાદી ટોપીઓ પડાવી લેવામાં આવી અને અમદાવાદના રૂના વેપારી શ્રી કાન્તિલાલ ઉપર કડિયાળી ડાંગનો ઘા થવાથી લોહી ટપકવા લાગ્યું



**શ્રી લીલાવતી મુનશી** ઘવાયેલા સામટિયાઓને આશ્વાસન દેતા
ચશ્માવાળા વકીલ શ્રી પ્રહ્લાદરાય મોદી (ભાવનગર) જેમને પણ માર પડેલો

મુંબઈના સોલીસીટર શ્રી શાન્તિલાલ અને ... કેદારનાથ ... ને—ભાવનગરની મ્યુનિસિપાલિટીના અત્યારના પ્રમુખને—ધક્કા મારવામાં આવ્યા

# બાળકથી તે બુઢા સુધી



પાણશીણાના વેપારી, જેનુ માથુ કુટયુ



આ વાસા પર એક સાથે ૫૭ ફટકા પડયા લોહી મરી ગયુ વાનો કાળો થઇગયો સફેદ અને કાળો વાનો સ્પષ્ટ દેખાય છે

**પાટા બાધો**

સ્ટ્રેચરમા નાખીને લઇ જાઓ માથે પગે, પાટા બાધો.





# હત્યાકાંડના અબોલ પુરાવા



ઘવાયેલા માટે પાણી લેવા જતાં રાહદારીનું પણ માથુ ફટયું



બાળક પણ ન બચ્યો ભેગો એને પણ લાણમાં લીધો

**પાટા બાંધો**
હાથ પર ઉપાડીને લઇ જાઓ, 'હાથે છાતીએ પાટા બાંધો








એકેએક વાંસો અચૂક ઘાનો ખમનારો અને પલ્યાકાંઠના રૂધિરનો પુરાવો.

"જ્યારે અમે હોસ્પીટાલમાં હતાં ત્યારે લીલો સાફો પહેરેલ એક માણસ-અમને કહેવામાં આવ્યા અનુસાર જાંબુ ગામના મુખીની આગેવાની નીચે લાલ-લીલી પટ્ટીઓ પહેરેલ આશરે ૨૫-૩૦ માણસોનું એક ટોળું આવ્યું. તેણે પોતાના પાસેની એક યાદીમાંથી નામ બોલવાં શરૂ કર્યાં. મુખી નામ બોલતો ગયો તેમ હોસ્પીટાલના એક નોકરે કેસ કાઢયા અને એની સાથે આવેલા માણસો એક પછી એક આગળ આવીને ફેર્મ લઈ ગયા. અમે એમાંના કોઈ પર ઈજાનું એક પણ નિશાન ન જોયું. શ્રીમતી મુનશીએ ઈજા



ખભા પર ઘા પડ્યા. છાતીએ છાતીએ ઘાવ ઝીલ્યા.

ક્યાં થઈ છે?' એ પૂછ્યું અને એમને ઉદ્ધત જવાબ મળ્યો કે એ કામ ડૉકટરનું છે, તમારૂં નહિ. ' . . . . . . .

"(પ્રજામંડળના) ઘવાયેલાઓને હોસ્પીટાલે લાવ્યા', ત્યારે ચીફ મેડીકલ ઓફિસર ડૉ. કેશવલાલ દવે ક્યાંયે નજરે ચડયા ન હતા અને ઘવાયેલાઓને મદદનીશ પર છોડી દીધા હતા. તે ઉપરના પેરેગ્રાફમાં જણાવ્યા પ્રમાણે જાંબુનો મુખી પોતાની ટુકડી લાવ્યો ત્યારે તરત જ આવી પહોંચ્યા અને તેઓની સારવાર કરવા લાગ્યા."

આખા દિવસ દરમ્યાન જ્યારે શહેરમાં ગુંડાગીરી પ્રવર્તી રહી હતી ત્યારે ઠાકોરસાહેબ, યુવરાજ કે દીવાન કોઈ બહાર ન આવ્યા કે પ્રજામંડળના કોઈ આગેવાનને બોલાવ્યા નહિ. એ દિવસે એમ જ દેખાય કે જાણે રાજાએ પોતાની સત્તા રાજીખુશીથી ગુંડાઓને આપીને રાજ્ય દાનવોને સુપરત કરી દીધું છે.

શહેરમાં થયેલાં રમખાણ અને ત્રાસ બરાબર ન વર્ણવી શકાય તેવાં છે. પછીના બે દિવસો સુધી સંપૂર્ણ હડતાલ રહી. આ સમય દરમિયાન રાજ્યે પ્રજામંડળના કોઈ કાર્યકરને કે કોઈ આગળ પડતા શહેરીને બોલાવવાનો કે તેમને મળીને પરિસ્થિતિની ચર્ચા કરવાનો મુદ્દલ પ્રયત્ન કર્યો, એક પણ પકડપકડ કરવામાં આવી નહિ અને ગુંડાઓ પોતાનાં કૃત્યો પતાવીને સ્વસ્થાને સહેરથી પાછા વળ્યા. રાજ્યે શાંતિ સ્થાપવાનો કશો પ્રયાસ ન કર્યો. જાતજાતની ભયાનક અફવાઓ ઊડતી હતી અને પ્રજામંડળનો એક પણ આગેવાન કે કાર્યકર સહીસલામત નથી એમ છૂટથી બોલાતું હતું. કેટલાક ગુંડાઓ તો નગરશેઠ કે શ્રી. રસિકલાલ પરિખ જેવાનાં નામ ખુલ્લી રીતે ચોકારતા હતા અને તેમનું તેઓ ખૂન કરવાના છે એવી ધમકી આપતા હતા.

એ તદ્દન સ્પષ્ટ થઈ ગયુ કે રાજ્યમાં વ્યક્તિ કે મિલકતની કશી સલામતી નથી, કાયદાનું રાજ્ય નથી. આથી પ્રજાએ પોતાની મેળે રાજ્ય છોડી જવાનો નિર્ણય કર્યો અને ૨૧મી ફેબ્રુઆરીથી 'હિજરત' શરૂ થઈ.

# હિજરત

## જપ્તી અને દંડની રેલછેલ

### પ્રકરણ આઠમું

**પા**છલાં પ્રકરણોમાં આલેખાયેલા બનાવો લીંબડીના—એક રીતે તો હિંદના—ઇતિહાસમાં અભૂતપૂર્વ હતા. લીંબડીની પ્રજાનો જવાબ પણ અપૂર્વ અને અભૂતપૂર્વ હતો. રાજ્ય તરફની વ્યવસ્થિત ગુંડાગીરીનો હિજરત એ એક માત્ર અહિંસક જવાબ હતો. જુલમીને વધુ જુલમગાર અને જંગલી બનતો રોકવા માટે એ એક માત્ર માર્ગ છે. તા. ૫, ૧૮ અને ૧૯ મી ફેબ્રુઆરીના બનાવોની ક્રૂરતા અને જંગાલિયતથી જે રાજકર્તાએ ગુંડાઓ અને ધાડપાડુઓને હાથે પોતાની પ્રજાની પાયમાલી થવા દીધી તેની હદ છોડવા સિવાય પ્રજા માટે બીજો વિકલ્પ ન રહ્યો. વ્યક્તિ કે મિલકતની સલામતી, અથવા કાયદાનું જરાયે રાજ્ય ન રહ્યું ત્યાં સુધી



ચલો હિજરતે : જુલમીને વધુ જુલમગાર થતો રોકવા માટે.

# માભૂમિની માટીનો મોહ મૂકી

## ગાડાંગાડીઓ વાટે, ટ્રેઇન ને મોટર વાટે, એ



અમે જઇએ છીએ  જુલમીના જુલમ સામે વિરોધ દર્શાવવા



[illegible]  વહાલા ગુજરાતની અમને વિદાય દિયો ને [illegible]

# ઘરબારને છેલ્લી સલામ કરતાં

## ભૂમિમાંથી સૌ ચાલી નીકળ્યાં–ખેડુતો સુદ્ધાં



અમે સ્ત્રીઓ સાથે જ છીએ ઘરકામમા ને લડાઇમા



રખે કોઇ શકે નવરા રહીને હો જી [ ઉપ ળા બચો

અત્યાચારો આગળ વધતા ગયા રાજકર્તાએ તો પોતાની સત્તા છોડી દીધી હતી અને યુવરાજે પશ્ચિમની આપખુદીના વિચિત્ર વિચારો ગ્રહણ કર્યા હતા રાજ્ય ચલાવતી ત્રિમૂર્તિ–પિતા અને બે પુત્રોમાંથી કોઈએ પ્રજામાં વિશ્વાસ બેસાડવાનો જરાય પ્રયાસ ન કર્યો આથી ૭ હજાર પ્રજાજનો પોતાની જિંદગી બચાવવા લાખો રૂપિયાની કિંમતના ઘરબાર, માલમિલકત મૂકીને ચાલી નીકળ્યા એમાં બધા વર્ગો અને જ્ઞાતિઓ હતી લીંબડી શહેરની ૧૩,૦૦૦ની વસ્તીમાંથી લગભગ ૫૦૦૦ સ્ત્રીઓ, પુરુષો અને બાળકો પહેર્યે લુગડે સલામત સ્થળોએ હિજરત કરી ગયા હિજરતીઓમાં વેપારીઓ, ધંધાદારીઓ, દરજીઓ, સોનીઓ અને ખેડૂતોનો સમાવેશ થતો હતો. સાંકેક ગામડાના કુટુંબો પણ નીકળી ગયા ટૂંકામાં બધા વર્ગ અને બધી જ્ઞાતિઓના માણસો.

લીંબડીની ચળવળમાં નોંધવા જેવી બાબત એ છે કે આ ચળવળથી જેમને આર્થિક રીતે કશું મેળવવાનું ન હતું અને બધું ગુમાવવાનું જ હતું એવા માણસો એને દોરનાર હતા. લીંબડી રાજ્યનો કરબોજ ગામડાંઓમાં સૌથી ભારે છે અને ખાસ કરીને ખેડૂતો જ એ વેઠે છે ૪૦,૦૦૦ની કુલ વસ્તીમાંથી ૧૩,૦૦૦ની વસ્તી ધરાવતું લીંબડી શહેર લગભગ રૂ ૮,૦૦,૦૦૦ની કુલ આવકમાંથી માત્ર ૧. અર્ધો લાખ આપે છે, એટલે કે એક રૂપિયે એક આની લીંબડી શહેરમાં રસ્તાઓ, વીજળીબત્તીઓ, વૉટરવર્ક્સ શાળાઓ, દવાખાના અને શહેરી જીવનની બીજી સગવડો પણ છે લીંબડીના વેપારીઓએ તો, ભોગના જ મનોભાવથી કચડાયેલા તેમ જ ભારે કરબોજથી દબાઈ ગયેલ ખેડુ પ્રજાના ઉદ્ધાર માટે આ ચળવળ શરૂ કરી અને એમાં ઝુકાવ્યું લીંબડીના ગામડા ઉત્તરોત્તર કંગાલ બનતા ગયા છે અને ખેડૂતો સાવ નિર્ધન બની ગયા છે

ચળવળના બધા આગેવાનો મુખ્યત્વે જથ્થાબંધ વેપાર ખેડતા વેપારીઓ હતા અને એમાંના દરેકને લીંબડી શહેરના હજારોની માલમિલકત હતી વળી તેઓ રાજકુટુંબ સાથે સારો સંબંધ ધરાવતા હતા અને રાજ્યમાં તેમનું માનઅકરામ હતું યુવરાજે જે આપખુદી અને આપમુખત્યારી ઠરી બનાવી તેનો આટલો ખ્યાલ તેમને કોઈને ન હતો તેમનો ભ્રમ સંપૂર્ણપણે ભાંગી ગયો મહાત્મા ગાંધી, સરદાર વલ્લભભાઈ પટેલ અને દરબાર ગોપાળદાસની સલાહ પ્રમાણે નક્કી કર્યા મુજબ તેમણે હિજરતને આપમેળે દોરવણી આપી

એવી આશા હતી કે હિજરત પછી લીંબડી રાજ્યનું વાતાવરણ શાંત થશે અને શાંતિ સ્થપાશે એમ પણ આશા રખાતી હતી કે આવા મનસ

બનાવો પર શાંતિથી વિચાર કરવાની તક રાજકુટુંબ લેશે અને હૃદયપલટો દેખાડશે. પણ એમ નિર્માયું નહોતુ. ઊલટું, પ્રજામંડળને નિર્મૂળ કરવાની તથા પ્રજાના જુસ્સાને સાવ કચરી નાખવાની આ સત્તાધારીઓએ એને સારી તક માની. આથી પ્રજામંડળના સભ્ય, સહાનુભૂતિદર્શક કે જેના પર એવી શંકા આવે તેના એકેએકનું નિકંદન કાઢવાના તથા પાયમાલ કરવાના ઇરાદાથી તેઓએ ત્રાસનું રાજ્ય આદરી દીધું.

રાજકારણથી જ્ઞાત એવી માત્ર વેપારી જનતા, સ્વાભાવિક રીતે જ ચળવળની મોખરે રહેલી તે એમના રોષનું ખાસ નિશાન બની. યુવરાજને આશા હતી કે આ જનતાના નાશથી પોતે ખેડુ પ્રજા પર પોતાનો કાબૂ વિસ્તારી શકશે અને ખેડુતો પર વધારે અંકુશ મેળવવા માટે પોતાની યોજના બર આણી શકશે.

જેઓ હિજરત કરી ગયા ન હતા એ રાજ્યનાં ગામડાંના વેપારીઓને ગામ છોડી જવાનું કહેવામાં આવ્યુ, અને ન જાય તો તેમની જાત અને માલમિલકતને નુકશાન કરવાની ધમકી આપવામાં આવી. એક પછી એક વેપારીઓને રાજ્યની હદ છોડી જવાની ફરજ પાડવામાં આવી.

ચળવળમાં ભાગ લેવાની જેના પર શંકા હતી એવા હડાળા ગામના થોડાક બ્રાહ્મણ શિક્ષકોને રૂખસદ આપવામાં આવી. સનાતનમંડળના સ્વયંસેવકો તરીકે કામ કરવાની જેમણે ના પાડેલી એવા લીંબડીની બ્રાહ્મણ બોર્ડીંગના વિદ્યાર્થીઓની પણ એ જ દશા થઈ. રાજ્યના લગભગ બધા વણિક નોકરોને એક પછી એક કાઢી મુકવામાં આવ્યા અને જેમને પેન્શન હતાં તે પણ રોકી લીધાં, તેઓનો એક જ માત્ર વાંક હતો કે તેઓ વેપારી કોમમાં જન્મ્યા હતા.

એ પછી તગડી મુકાયેલાઓની મિલકતનો રીતસર લૂંટનો વારો આવ્યો. જેમને જમીન હતી તેવા ખેડૂતો અને વેપારીઓએ આગલા વર્ષે જમીન ખેડી હતી અને તેઓના મોલ તૈયાર હતા. પણ તેઓને મોલ લેવાની ના પાડવામાં આવી અને પાક કાં તો જપ્ત કરવામાં આવ્યો, યા તો ચોરી જવા દેવામાં આવ્યો. ધાડો વખતે જેમનાં ઘર લૂટયાં હતાં તેમનાં ઘર ફરીથી તોડવામાં આવ્યાં અને એમાથી જે મળ્યુ તે ઉઠાવી ગયા. શિયાણીમાં ઘણા વેપારીઓનાં ઘર તોડી નાખવામાં આવ્યાં અને એકેએક ચીજની હરરાજી કરી કે લૂંટાઈ ગઈ.

એ પછી આવ્યાં દંડ અને મિલકતની જપ્તી. કોઈ વખતે જેમણે ચળવળમાં ભાગ લીધો હતો કે કોઈ પણ રીતે મદદ કરી હતી તેમના આકરા દંડ કરવામાં આવ્યા. આ દંડો અને જપ્તીઓની વિગત પછવાડે આપી છે. ગામડાંના નાના અમલદારોને પોતાને અણગમતાને પજવવાનો છૂટ પરવાનો હતો. દાખલા

તરીકે ખેડૂતો કે બીજા જે કોઈ પાસે ઢોર હોય તેમને ગામ બહાર ચારવા જવા દેવામા ન આવે અથવા તેમનાં ઢોરને ડબ્બે પૂરીને આકરા દંડ વસૂલ કરવામા આવે કેટલાક કિસ્સાઓમા તો ચળવળ સાથે કશી લેવા દેવા ન હતી અને જેઓ બ્રિટિશ હિંદ કે બહાર વર્ષોથી રહેતા હતાં તેવા લોકોની મિલકતો જપ્ત કરીને હરરાજ કરી દેવામા આવી જમીનમાલિક વેપારી પાન પણ એની જમીનનો કબજો લેવા દેવામા ન આવ્યો ખેડૂતો અને બીજાઓને વેપારીઓના દેણા ચૂકવવાની ના પાડી દેવામા આવી અને વેપારીઓ એમનુ વ્યાજબી લેણુ વસૂલ કરવાના પગલા લઈ શકયા નહિ આ બધી નડતરની રીતોમા નોંધપાત્ર બાબત એ છે કે રાજ્યે એક પણ લેખિત હુકમ કે જાહેરાત બહાર પાડી નથી બધુ મૌખિક રીતે જ થતુ જેઓ હાજર ન હતા તેમને તેમની મિલકતની ધરાર જપ્તી વિષે કશી ચેતવણી આપવામા ન આવતી કે જપ્તી બાદ કશી ખબર આપવામા ન આવતી જે બનતુ તેની કોઈ તેમને જાણ કરે તો જ તેઓ જાણી શકતા આ જાતના હુકમો છતા પાણવીણા ગામના કેટલાક વેપારીઓએ ગામ ન છોડ્યુ આથી રાજ્યે બધા હજામ કુંભાર દરજી ભરવાડ, મોચી અને બીજી બધી જ્ઞાતિઓને આ વેપારીઓનુ કશુ કામ નહિ કરવાનો હુકમ બહાર પાડ્યો

આમ લગભગ એક પખવાડિયુ ચાલ્યુ. હેતુ એ હતો કે આ વેપારીઓ મારફત હવે પછી નિર્દેશ કર્યો છે તે બહિષ્કાર છોડી દેવાનુ પ્રજામંડળના કાર્યકરોને દબાણ કરવુ અને આમાના કેટલાક વેપારીઓને વડવાપુ કેમ્પનાં પ્રજામંડળના કાર્યકરો પાસે જવાની અને તેમની તદ્દન અનિચ્છા છતા પ્રજામંડળના કાર્યાલયને સામે અઘટિત દેખાવ કરવાની ફરજ પાડવામા આવી

ધરવખરીના સામાન પર પણ નિમસ જકાત વસૂલ કરવામા આવતી. મીઠા મરચા ઉપર પણ લેનાયેલ જકાતની પહોચનો નમૂના અહીંયા આપ્યા છે

### હિજરત આડે હાથ દેવા માટે

ચોખા, ઘઉ, તુવેરદાળ, મગદાળ, અડદદાળ, ગોળ, ફળદર, મશાલા, જીરું, સુવા, નાકર, ઘાઇ, કોવરા, સાગુન્રૂ. રપાનો માલ. એક રૂપિયે એક આનો જકાત લેએ, રાજ્યનો હુકમ હોય કે ન હોય, સાચો રોકડા રૂ. ૧-૯-૩ અને સો આ પાવતીઓ

વેપારીઓ જકાત ભરીને પણ પોતાનો માલ લઈ જવા તૈયાર હતા, એટલે પછી એવી મતલબનો હુકમ બહાર પાડવામા આવ્યો કે આ વેપારીઓ તેમની દુકાનો ઉપાડી જાયે નહિ.

આપી ફરમાને પોતાનો નવો કિસ્સો શરૂકની હિંદી વેપારી એ નર

દેવામાં ન આવતાં. સફેદ ટોપી પહેરીને કોઈ ને લાબડી શહેરમાં પ્રવેશવા દેવામાં નથી આવતાં. સફેદ ટોપીઓ બળજબરીથી ઝૂંટવી લેવામાં આવે છે. રાજ્યમાં કોઈ કાયદાનું રાજ્ય નથી રહ્યું અને રાજ્ય તોફાનીઓને ભળાવી દેવામાં આવ્યું છે, જેઓ પોતાની ધૂન મુજબ વર્તે છે; આવા વર્તાવ સામે ફરિયાદ સાંભળનાર કોઈ નથી.

સૌથી હલકટ કિસ્સો તો લગભગ ૫૦ વર્ષની બ્રાહ્મણ વિધવા બાઈ ચંચળનો છે. તે શિયાણી ગામની વતની છે. લીંબડી શહેરના રાજમાર્ગ પર ખરે બપોરે જબરા બેલગામ ટોળાએ એના પર હલ્લો કર્યો, એને હેરાન કરી અને કપડાં ચીરી નાખ્યાં; ગુંડાઓ તેની પાછળ પાછળ ભમ્યા, પાણા માર્યા અને ગાળો ભાંડી. તોફાન એ કલાક સુધી ચાલ્યું પણ કોઈએ તેને બચાવવાની હિંમત ન કરી; પોલીસે કોઈને પરહેજ ન કર્યો કે ટોળાને કાબૂમાં લેવાનો કશો પ્રયત્ન ન કર્યો. જ્યારે તે પોતાને ગામ શિયાણી પહોંચી ત્યારે એની દશા બદતર થઈ. શિયાણીના ગુંડાઓએ તેને રાત્રે એના ઘરમાંથી બહાર કાઢી મૂકી; ગામના સીમાડા સુધી તેને ઢસડી, તેને કાદવના ખાબોચિયામાં ફેંકી અને તેને સખત મારીને ઘાયલ કરવામાં આવી. આ પછી તેને વઢવાણ કેંપ અને ત્યારબાદ અમદાવાદ સારવાર અર્થે લઈ જવામાં આવી. એનું નિવેદન પાછવાડે આપ્યું છે.

પ્રજામંડળના કેટલાક આગેવાનોને કહેવામાં આવ્યું કે રાજકર્તા સાથે સમાધાનની શકયતા છે પણ ઠાકોર સાહેબ અને જગદીશ આશ્રમ સામે કરવામાં આવેલા કેટલાક અંગત આક્ષેપોને કારણે એ થઈ શકે એમ નથી.

પ્રજામંડળના એક પણ જવાબદાર કાર્યકરે આવો કોઈ આક્ષેપ કયારેય કર્યો ન હતો. વસ્તુતઃ વારંવાર સ્પષ્ટ કરવામાં આવતું હતુ કે પ્રજામંડળને ઠાકોરસાહેબ માટે અંગત કશું જ કહેવાનુ નથી. છતાં પણ કશા બહાનાનો અવકાશ ન રહે એ માટે પ્રજામંડળે નિવેદન કર્યું કે અમારે અંગત રીતે ઠાકોરસાહેબ સામે કશી ફરિયાદ નથી, અને દરેક જ્ઞાતિનાં ધાર્મિક સ્થાનોનું માન જાળવીએ છીએ અને જગદીશ આશ્રમ સામે કશો આક્ષેપ અમે કર્યો નથી. એ જ રીતે જાહેર કરવામાં આવ્યું કે કેટલાંક છાપાંમાંના અમુક અહેવાલો તંગ વાતાવરણને કારણે થયા છે. આથી કોઈને પણ સ્પષ્ટ સમજાશે કે પ્રજામંડળે બહાર ન પાડયુ હોય તેની જવાબદારી તે સ્વીકારી શકે નહિ.

વાતાવરણને સ્વચ્છ કરવા પ્રજામંડળે એ સંબંધી નિવેદન બહાર પાડ્યું પણ આ બધાં તો ત્રાસ અને દમનનું સામ્રાજ્ય ચાલુ રાખવાનાં જ બહાનાં હતાં. ખરી રીતે તો રાજ્ય કરતી ત્રિમૂર્તિ અને ખાસ

કરીને યુવરાજે પ્રજામંડળને ઉખેડી નાખવાનો અને પ્રજાના જુસ્સાને દાબી દેવાનો નિશ્ચય કર્યો હતો. એટલે સમાધાનના કોઇ પગના સામે જોવાની ના પાડી વસ્તુત યુવરાજે એવું કહ્યું કહેવાય છે કે "જેઓ હિજરત કરી ગયા છે, તેઓને મારા દુશ્મનો લેખું છુ." પોતાના જે પ્રજાજનો અસહ્ય જગાત્રિપત અને મરક્ષણના અભાવને કારણે રાજ્યમાથી હિજરત કરી ગયા તેમને પોતના દુશ્મન ગણી શકે એવા રાજની માનસ પર ટીકા કરવી બિનજરૂરી છે

૭મી જુલાઈ, ૧૯૩૯ એ ઠાકોરસાહેબનો જન્મદિવસ હતો અને આવા શુભ પ્રસગે તેઓ શાંતિ અને વિશ્વાસ સ્થાપવાની જાહેરાત કરવાની તક લેશે એમ ધારણા હતી એ માટે પ્રયત્નો થયા ને ખાલી ગયા ઊલટુ, જન્મદિનના દરબારમા જેઓએ દમનની ઝુબેશમા ગન્યને મદદ કરી હતી અને એમા આગળ તરી આવ્યા હતા તેમને ઈકાબો અને ભેટસોગાદો આપવામા આવ્યા

દમન દિનપ્રતિદિન વધતુ ગયુ વેપારીઓની દુકાનો તોડી નાખવામા આવી અને દુકાનમાની નીકજેનો હજારોનો માલ લઈ જવામા આવ્યો વેપારીઓને આ લેવાતા પગલાની ખબર આપવામા આવી ન હતી કે માલ ઉપાડી ગયા પછી સ્ત્રી જાણ કરવામા ન આવી કાયદાનો કશો ઢોંગ કર્યા વિના રાજ્યે રીતસરની લૂટ કરતા કશુ બાકી ન રાખ્યુ

અસખ્ય માણસો રાજ્ય છોડી ગયા, કારણ કે જાનમાલની જરી સલામતી રહી ન હતી તેઓ સ્વાભાવિક રીતે આશા રાખતા હતા કે શાંતિ થોડા સમયમા જ સ્થપાશે અથવા થોડા સમય બાદ સલામત રીતે પાછા ફરવુ તેઓ માટે શક્ય થશે બીજી રીતે તેઓ બધા સપૂર્ણ આર્થિક નુકસાની વહોરવાની સ્થિતિમા ન હતા. આથી તેઓ પાછા ફરવા આતુર હતા રાજ પણ પોતાની શરતો પ્રમાણે સપૂર્ણ નાકલીટી ખેચાવ્યા વગર તેઓને આવવા દે તેમ ન હતુ તેઓને આશાઓ આપવામા આવી કે જો તેઓ પ્રજામંડળમાથી રાજીનામુ દે, અને પ્રજામંડળ પર આક્ષેપ મૂકતા છાપેલા નિવેદન પર સહી કરે તો તેઓને પાછા ફરવાની રજા મળશે. તેઓ આ લાલચને વશ થયા, પણ તેઓની માનહાનિ અધૂરી હતી. આવા નિવેદનો નીચે સહી કર્યા છતા તેમાના કેટલાયને પાછા ફરવા દેવામા ન આવ્યા.

પાછા ફરવાની ઇચ્છા ધરાવતા પર દંડ નાખવાનુ નક્કી કરવા માટે એક જાતની મૂતગાસમિતિ રાજ્યે સ્થી છે જબરા દંડ નાખવામા આવ્યા છે, જેની વિગત પછવાડે આપી છે કેટલાક લોકોએ તદ્દન અસહાયતાને કારણે અને તેઓના હાથ બહારના સજોગોને કારણે આવા દંડ ભર્યા છે.

પાશવતા, જંગાલિયત અને ત્રાસનું રાજ્ય ચાલતુ હોવા છતાં પણ લગભગ ૩૦૦૦ લોકો હજી હિજરત પર છે પ્રજા સાથે સમાધાન કરવાની મહાત્મા ગાધીજીની માગણીને રાજાઓએ કાન ધરી નથી કે એની કશી ઉઘાડી અસર થઈ નથી.

હિજરત પછી પ્રજામંડળે લીબડી રાજ્યના માલનો—ખાસ કરીને રૂનો આર્થિક બહિષ્કાર કરવા માટે સૌ હિંદીઓને–ખાસ કરીને વેપારીઓ અને મિલ-માલિકોને–અપીલ કરી. આ અપીલનો સુદર જવાબ મળ્યો છે અને રાજ્ય અને એના આડતિયાઓના તનતોડ પ્રયાસો અને જંગી લાલચો છતાં છેલ્લા નવ માસમા (અત્યારે એક વર્ષ) થોડી ગાસડીઓ સિવાય વધારે રૂ વેચવામાં રાજ્ય સફળ થયુ નથી. રૂના બહિષ્કારની સફળતા એ લીંબડીમાં ચલાવાયેલ નિર્દય અને અમાનવ અત્યાચારો પ્રત્યે હિદી જનતાના રોષની પારાશીશી છે. જો પ્રજામંડળની અપીલને બધા વર્ગો–ખાસ કરીને હિંદની બધી વેપારી જનતા અને મિલમાલિકો–એ ધ્યાનમાં ન લીધી હોત તો દેખીતી રીતે બહિષ્કાર નિષ્ફળ ગયો હોત. બહિષ્કાર પહેલા જેવો જ અસરકારક હજી ચાલુ છે. ખરેખર બ્રિટિશ હિંદની પ્રજાએ બહિષ્કાર દ્વારા પોતાનો રોષ પ્રદર્શિત કર્યો છે. મુંબઇ શહેરે બહિષ્કારને વ્યવસ્થિત કરવા અને ટકાવી રાખવા એક ખૂબ વગદાર સમિતિ નીમી છે. લીબડી રાજ્ય પ્રજામંડળના કરતા બહિષ્કાર ખરી રીતે તો હિંદી પ્રજાની જ જાણે પ્રવૃત્તિ બની ગઈ છે.

સાર્વભૌમ સત્તા આ જંગાલિયતના સામ્રાજ્યની એક મૂક પ્રેક્ષક જ રહી છે. લીંબડીના પ્રજાજનો તરફ એની કોઈ ફરજનો એને ખ્યાલ હોય એમ દેખાતુ નથી. તાજના પ્રતિનિધિ વાઈસરોય અને રાજકોટના રેસીડેન્ટને કરવામા આવેલ તાર અને અપીલોનો કશો જવામ મળ્યો નથી અને નિષ્ફળ ગયા છે. હજારો લોકોના જાનમાલ જોખમમા છે, છતાં નિર્દય દમન ઓછુ કરવા કે અટકાવવા સાર્વભૌમ સત્તાએ પોતાની આગળી સરખી પણ ઊંચકી નથી.

# બંધારણીય સુધારા

## પ્રકરણ ૯ મું

**૬૮** યોજનાને અમલમાં મૂકવા માટે યુવરાજનું વલણ હતું એ વિષે આગલાં પ્રકરણોમાં નોંધ આવી ગઈ છે. રાજ્યે આવા કહેવાતા સુધારા આપતી થોડીક જાહેરાતો પણ બહાર પાડી છે. ૩૦મી ઓક્ટોબર, ૧૯૩૯ને દિવસે રાજકોટમાં ભરાયેલ કાઠિયાવાડ રાજવી પરિષદ વિષેનો વર્તમાનપત્રનો તારસંદેશ કહે છે કે "રાજાઓએ લીંબડી રાજ્ય માટેની સુધારાની દરખાસ્તો ઉપર વિચાર કરેલો અને રાજકોટ કરતાં રાજતંત્રમાં કેટલાંક વધારે ઉદાર પગલાં ભરવા માટે યુવરાજને અભિનંદન આપ્યાં." આથી આ કહેવાતા સુધારાઓનો વાચકને થોડોક ખ્યાલ મળે એ જરૂરી છે.

જેઓએ આગલાં પ્રકરણ વાંચ્યાં છે તેઓને તરત જ સમજાશે કે સુધારાઓની વાતચીતો બહાર વાહવાહ કહેવરાવવા માટે હતી. જ્યાં નાગરિક સ્વાતંત્ર્યના પ્રાથમિક અધિકારોની પણ રુકાવટ થાય છે, તે લીંબડીની પ્રજાની તો (આ સુધારા) એ ક્રૂર મશ્કરી છે. પોતે તૈયાર કરેલી યોજનાને યુવરાજ ગ્રામોદ્ધારની યોજના કહેતા. એ યોજનાનો સાર આ છેઃ—

ખેડૂત બેન્ક નામની એક સ્ટેટ બેન્ક થાય. શરૂઆતમાં તેને રાજ્ય નાણાં પૂરાં પાડે, અને એનો વહીવટ ચલાવવા એક માણસ નીમે. બેન્ક દરેક ખેડૂતની બધી પેદાશ લઈને વેચી આપે. વેચાણની આવકમાંથી ૩૦ ટકા રાજ્યની મહેસૂલમાં ભરાય અને બાકી રહેતા ૭૦ ટકા ખેડૂતને ખાતે જમે થાય; એમાંથી એના જીવનનિર્વાહની જરૂરિયાતો અને ખેતીનાં સાધનોની જોગવાઈ થાય. બેન્ક સિવાય ખેડૂતને બીજા કોઈ સાથે નાણાંપ્રકરણી સંબંધ રાખવાની મનાઈ અને મીઠાથી માંડીને પત્ની માટે દેવ અને બિયારણથી માંડીને બળદ સુધીની કોઈ પણ જરૂરિયાત બેન્ક મારફત ખરીદે એવું બંધન રહે. બેન્ક સિવાય કોઈની સાથેનો નાણાંપ્રકરણી સંબંધ ગેરકાયદેસર ગણવાનો.

ખેડૂતના ખાતે જમા થયેલ ૭૦ ટકામાંથી ૫૦ ટકા એના જીવનની જરૂરિયાત અને ખેતી માટે વાપરવાના, ૧૫ ટકા એનું દેણું નક્કી કરી આપીને તે પેટે જમા રાખવાના અને બાકી પાંચ ટકા વધે તે બેન્કની ખરાજાતોમાં જાય. રાજ્યને ઉત્પન્નમાંથી ત્રીસ ટકા મળે તેમાંથી ચોખ્ખા ૨૫ ટકા રાખે અને બાકી રહેતા પાંચ ટકા દુષ્કાળ કે દુર્ભિક્ષને સમયે મહેસૂલની ભરપાઇ માટે વાપરવા 'રેવન્યુ ઇક્વલીઝેશન ફંડ'માં મુકાય. જેમ જેમ આ ઇક્વલીઝેશન ફંડ વધતુ જાય તેમ તેમ એ ફંડનો લાભ લેવા માટે રાજ્યની મહેસૂલ પણ વધતી જવાની હતી. ખેડૂતનું દેણુ ભરપાઈ થઈ ગયા પછી એના જમા રહેતા ટકામાંથી એણે બેન્કના શેર ખરીદવા પડે. બેન્કના વાર્ષિક ચોકખા નફામાંથી બેન્કના નોકરો માટે થોડા કમીશનમાં, અનામત ફંડ ઊભું કરવામાં અને શેર હોલ્ડરોને વ્યાજ આપવામાં વપરાય. તે ઉપરાંત વધારો રહે તો પુણ્યદાનનાં કાર્યો અથવા સાર્વજનિક હિતો અને આખા ગામને લાભદાયક કાર્યોમાં વાપરવાનો હતો. કેળવણી, સામાજિક કલ્યાણ અને ગ્રામનવરચનાનુ આખું ખર્ચ બેન્કના વાર્ષિક ચોકખા નફામાંથી મેળવી લેવાનુ હતુ.

આ યોજનાના મુખ્યતઃ બે હેતુ હોવાનુ દેખાય છેઃ એક—દુષ્કાળ કે દુર્ભિક્ષને સમયે પણ રાજ્યના મહેસૂલના અબાધ્ય અને વધતા જતા ભરણાની ખાતરી. અને બીજું—ખેડૂતની પેદાશ હાથ કરીને તેના જીવનની બધી પ્રવૃત્તિઓને અંકુશમાં લઈને એના જીવન પર સંપૂર્ણ કાબૂ અને આધિપત્ય મેળવવું. એ યાદ રાખવું જોઈએ કે તેના પાકની આવકમાંથી ખેડૂતને કાંઈ પણ રોકડું મળવાનું ન હતુ પણ તેને જેની જરૂર હોય તે બધું સ્ટેટ બેન્ક તેના ખાતે જમા થયેલ રકમમાંથી પૂરું પાડવાની હતી. પોતાને મળતી મહેસૂલમાંથી રાજ્ય એક પાઈ પણ ખર્ચવાનો ભાર સ્વીકારતુ ન હતુ, પણ ગ્રામકલ્યાણના કામની જોગવાઈ પણ બેંકના વાર્ષિક નફાના વધારામાંથી કરવાની હતી.

આ યોજનાની વિગતોમાં ઊતરવું નિરર્થક છે. આનો અર્થ એટલો જ કે ખેડૂતોને સંપૂર્ણ ગુલામી અમલમાં લાવવા માટે આ જ યોજનાથી યુવરાજ સરમુખત્યાર બનવા માગતા હતા. કોઈ પણ સંજોગોમાં એ પ્રજામંડળના કાર્યકરોને ગામડાંમાં નહિ જવા દેવાની એમણે જક્ક પકડી હતી. એ આ જ યોજના છે કે જેને યુવરાજ ધીરે ધીરે આગળ ધપાવવા અને પાર ઉતારવા પ્રયાસ કરી રહ્યા છે. વચલા માણસનો નફો કાઢી નાખવાના ઓઠા નીચે ખેડૂતપ્રજાને રાજ્યના સંપૂર્ણ કાબૂ નીચે આણવા માટે દબાણ કરવાનો એનો હેતુ હતો.

યોજનાને અમલમાં મૂકવા માટે આગળ વર્ણવ્યા પ્રમાણેની ગ્રામ પંચાયતોનો

વિચાર યુવરાજ મેળવતા હતા. દબાણુવી વફાદારીની પ્રતિજ્ઞાઓ લેવરાવ્યા બાદ જેને તેઓ ગ્રામપંચાયતો કહે છે તે શરૂ કરી અને આ ગ્રામપંચાયતોને નામે દરેક ગામડાના જીવનને તેમણે કાબુમા લેવાનુ શરૂ કર્યું છે. ખેડૂતો ઉપર રાજ્યનો સંપૂર્ણ કાબૂ મેળવવા માટે ગ્રામપંચાયતો દમનનું એક નવુ યંત્ર બની રાજ્યનુ એક બીજુ હથિયાર બની છે માત્ર એક જ શહેર, ૪૯ ગામડા અને ૪૦૬૮૦ની વસ્તી ધરાવતા લીંબડી જેવડા નાનકડા રાજ્ય માટે યુવરાજને ફેડરેશનનો ભભકભર્યો ખ્યાલ હતો શહેર અને દરેક ગામડાને સ્થાનિક સ્વરાજ્ય અને આ સ્વશાસિત સંસ્થાઓ દ્વારા ચલાવવાની રાજસભામા સમવાયતંત્રની તેઓ વાતો કરતા હતા. આ સંસ્થાઓ કેવળ ન્યાતજાતના મતાધિકારના ધોરણે રચવાની હતી ભાગલા પાડીને રાજ્ય કરવાની નીતિને સંપૂર્ણપણે આવરી બતાવવાનો જ આમા ખ્યાલ હતો યુવરાજ માને છે કે લીંબડીની પ્રજાની નૈસર્ગિક બુદ્ધિશક્તિને લોકશાહી જરાયે માફક નથી.

રાજકીય સુધારા મળવાનો દેખાવ કરવા માટે વખતોવખત મોઘમ જાહેરાતો બહાર પડતી ૧૦ મી જાન્યુઆરી, ૧૯૩૮ને દિવસે પ્રસિદ્ધ થયેલી એક જાહેરાતમા યુવરાજે આઠ જણની સમિતિ આપવાની જાહેરાત કરેલી, જેમા પ્રજામંડળે એક ખેડુત સહિત ત્રણ સભ્ય પસંદ કરવાના હતા અને એક ખેડુત સહિત ત્રણ સભ્ય સનાતન મંડળે પસંદ કરવાના હતા, અને બે રાજ્યે નીમવાના હતા આ સમિતિને પ્રજાની સમિતિ બનાવવાની હતી.

પ્રજાની પ્રકૃતિ અને અભિલાષાને અનુકૂળ એવુ બંધારણ રચવા માટે સલાહકાર સમિતિ બનવાની હતી પ્રજાની પ્રકૃતિ અને અભિલાષાને અનુકૂળ આ બંધારણ છે કે નહિ એ નક્કી કરવા માટે સમિતિની સલાહ અનુસાર ઘડાયેલુ બંધારણ પ્રજા સમક્ષ રજૂ કરવાનુ હતુ જાહેરાતમા ઉમેરેલ હતુ કે બંધારણ કઈ જાતનુ ઘડાવાનુ છે એનો કશો નિર્દેશ રાજ્ય નથી કરી શક્તુ પણ યુવરાજના મનમા સમવાયતંત્ર જેવુ કાંઈક છે જાહેરાત આગળ કહે છે કે, જવાબદાર રાજતંત્ર મેળવવા માટે જરૂર પડે તો લડવા માટે તૈયાર રહેવાનુ પ્રજાને જાહેર સભાઓમા કહેવામા આવે છે આવો પ્રચાર રાજ્ય અને પ્રજા વચ્ચે ચાલે છે તે સુમેળમા બાધાકારક છે એટલુ જ નહિ પણ જ્યારે રાજ્ય પ્રજાની ઈચ્છા પ્રમાણે બંધારણ ઘડવા તૈયાર છે ત્યારે આવો પ્રચાર બિનજરૂરી છે એટલે ગામડાઓમા આવા કોઈ પ્રચારની જરૂર નથી આથી જો ઉપર કહ્યો પ્રચાર લીંબડી શહેરના બંધ કરવામા આવશે અને જો પ્રજામંડળ તેમ જ સનાતનમંડળ ગામડાઓમા કોઈ જાતનો પ્રચાર નહિ કરે એવી

રાજ્યને ખાતરી આપશે અને જો બન્ને સંસ્થાઓ સલાહકાર સમિતિ માટે પોતાના પ્રતિનિધિઓ નીમશે તો સલાહકાર સમિતિનું કામ તરત જ શરૂ થશે.

ઉપલી જાહેરાત પર ટીકા કરવી નિરર્થક છે. સલાહકાર સમિતિની નિમણૂક પહેલાં જે શરત મગાણી છે તેની પછવાડેનો આશય સ્પષ્ટ થાય છે. પ્રજાને કોઈ સત્તા સોંપવાનું કે સલાહકાર સમિતિની ભલામણો અમલમાં મૂકવાનું એમાં કોઈ વચન ન હતુ, પણ સૌથી અનિષ્ટકારક વાત તો એ હતી કે પ્રજામંડળે પોતાની બધી રાજકીય પ્રવૃત્તિઓ પડતી મૂકવી એવી શરત પ્રથમ મૂકી હતી. સનાતનમંડળ માટે આવો કશો સવાલ જ ન હતો. કારણ કે એ તો રાજ્યનું જ એક પ્રાણી હતુ. પ્રજામંડળના કાર્યકરોએ જાહેર કર્યું કે રાજકીય સુધારાઓ દાખલ કરવા માટે રાજ્ય જે કાંઈ પગલાં ભરે તે સામે અમને વાંધો નથી, પણ બધી પ્રવૃત્તિઓ છોડી દેવાની કોઈ શરતને અમે કબૂલી શકીએ નહિ. વખત કાઢવાનો આમાં હેતુ હતો. અલબત્ત આ જાહેરાત પછી કશુ કરવામાં ન આવ્યું કારણ કે કશું કરવાનો ઈરાદો જ નહોતો.

બીજી જાહેરાત તા. ૧૬–૨–૩૯ ને દિવસે બહાર પાડેલી, જેનો ઉલ્લેખ ૭ મા પ્રકરણમાં આવી ગયો છે. એ જાહેરાતમાં બીજી વાતો સાથે જણાવેલું કે: ગ્રામપચાયતોની સ્થાપનાથી મળતા કુદરતી લાભ અને હક્ક પ્રાપ્ત કરવાનો સૌથી સારો અને ઝડપી ઉપાય એ છે કે **પ્રજામંડળે એની બધી પ્રવૃત્તિઓ અટકાવી દેવી જોઈએ અને પરિષદ ભરવાનો વિચાર** માંડી વાળવો જોઈએ. આમ થતાંની સાથે જ ખેડૂતોને લગતી ચાલુ બાબતોને વિચારવા ગ્રામપચાયતોના પ્રતિનિધિઓનો સમાવેશ કરતી ખેડૂતપરિષદ વહેલી તકે બોલાવવામાં આવશે.

થોડા સમય પહેલાં રાજ્યે જાહેર કર્યું હતું કે યોગ્ય બંધારણ ઘડવા માટે એક સલાહકાર સમિતિ નીમવામાં આવશે. આ જાહેરાત સ્વીકારાઈ નહિ. ત્યાર પછી દરેક ગામના ચૂંટાયેલ પ્રતિનિધિઓ સાથે મંત્રણા કરીને દરેક ગામમાં ગ્રામપંચાયતની નીતિ રાજ્યે સ્વીકારવાથી આવી સલાહકાર **સમિતિની હવે કોઈ જરૂર રહેતી નથી.** પણ લીંબડી શહેરને સ્થાનિક સ્વરાજ્ય આપવા માટે રાજ્ય આઠ સભ્યો અને પ્રમુખની બનેલી એક સલાહકાર સમિતિ તરત જ નીમશે. આ સમિતિના ચાર સભ્યો સનાતન મંડળ નીમશે અને ચાર બિનઅધિકારી હશે, જેમાંથી એક મુસલમાન હશે; પ્રમુખ રાજ્ય નીમશે.

આ ચિત્રમાં પ્રજામંડળનું સ્થાન ન રહ્યું. આગામી જાહેરાતમાં સલાહકાર સમિતિમાં ત્રણ સભ્યો નીમવાનો પ્રજામંડળને હક્ક અપાયો હતો. હવે ધારેલી

તે વિચારવા માટેની સમિતિની તે ધારણા રાખે છે. પ્રજાની પ્રકૃતિ શી છે તે યુવરાજ સિવાય બીજું કોઇ જાણતું નહોતું. આ સમેલનની રચના જાહેરનામાનો બીજો વિચિત્ર ભાગ છે. તેના બધા સભ્યો રાજ્યના જ નિમાયેલા હોવા છતાં પણ ભાલ જીલ્લાનાં ગામડાંને પોતના પ્રતિનિધિઓ મોકલવાના અધિકારથી જાણી જોઇને બાકાત રાખવામાં આવ્યાં છે. કારણ કે આ જ ગામડાં લડતમાં મોખરે રહેલાં અને તેથી ત્યાં ગ્રામપચાયતોનુ ફારસ ભજવી શકાયું ન હતું.

પ્રજા જાણતી નથી કે ૧૧ જણાની સલાહકાર સમિતિએ શું કર્યું અને નવી મળ્યું કદી સમેલન. પણ રાજ્યે એક દેખાવ રચ્યો. ૨૭મી જુલાઈ, ૧૯૩૯ના રોજ દરબાર ભરીને યુવરાજે વાકચાતુરીવાળું ભાષણ કર્યું અને પ્રજાના પ્રતિનિધિઓએ શહેરસમિતિ સ્થાપવા માટે ઠાકોરસાહેબને અભિનંદન આપતું માનપત્ર ધર્યું.

દિન પ્રતિદિન નિર્દય અને હેવાનિયતભર્યાં દમનના વધવા સિવાય એ પછી બીજું કશું નવું ન બન્યું. આ એ જ રાજકીય સુધારાઓ છે જે માટે કાઠિયાવાડના રાજવીઓએ યુવરાજને રાજકોટ કરતાં રાજ્યવહીવટને વધુ ઉદાર બનાવતાં કેટલાક પગલાં ભરવા માટે અભિનંદન આપ્યા હતા. કાઠિયાવાડના રાજવીઓની આ સભામાં તો રાજકોટના ઠાકોરસાહેબ અને દ. વીરાવાળાને રાજકોટ અંગે જાહેર કરેલા સુધારા માટે પણ અભિનંદન અપાયેલાં.

*

અહીં એટલું ઉમેરવું રહે છે કે લીંબડીના પ્રજામંડળે રાજકીય સુધારા માટે કોઈ ચોકસ માગણી કરી ન હતી. ઠાકોરસાહેબની છત્રછાયા નીચે જવાબદાર રાજતંત્રની પ્રાપ્તિનું ધ્યેય તેમણે જાહેર કરેલું. એનો તાત્કાલિક કાર્યક્રમ તો પ્રજાસપર્ક સાધવો અને તેમને કેળવવાનો જ હતો. લીંબડીના સત્તાધારીઓ ખાસ આ જ વસ્તુ થવા દેવા માગતા નહોતા અને એમ થતું બરાબર અટકાવી દીધું. જ્યાં શહેરી સ્વાતંત્ર્યના પ્રાથમિક અધિકારો પણ સ્વીકારાતા ન હોય ત્યાં રાજકીય સુધારાનો પ્રશ્ન જ ક્યાં રહે છે? પ્રથમથી જ પ્રજામંડળને પોતાની બધી પ્રવૃત્તિઓ છોડી દેવાની શરત રજૂ થતી હતી ત્યાં 'સમવાયતત્ર' અને 'સ્થાનિક સ્વરાજ' જેવા બણગાં ફૂંકતાં ગોળ ગોળ જાહેર-નામાંની શી કિંમત ગણાય? આવા પ્રચારથી કોઈ આડે માર્ગે દોરાઇ જાય તેવો સંભવ નથી. અને આ સ્થાનિક સ્વરાજનો વ્યવહારમાં શો અર્થ એ સમજનારી લીંબડીની પ્રજા તો સૌથી ઓછી ભરમાય.

પાણા ફેંકયા, ઘરની બારીઓના કાચ અને કેટલાક ઓરડાની વીજળીના ગ્લોબ ફોડી નાખ્યા. પોલીસ અમલદારને તેઓ લઇ આવ્યા પછી જ અણઘટતા બનાવ બનતા અટકયા. આ બનાવોને લગતા ચચળબહેનના નિવેદન વિષે આ ગૃહસ્થ કાઠિયાવાડના એક અગ્રણીને કાગળ લખતા કહે છે કે "નિવેદનમાં અતિશયોક્તિ નથી, રૂપિયે ચાદ આની જ લખાયુ છે"

બીજી કસોટીમાંથ પમાર થયા બાદ કુદરતની મહેરથી બાઈ ખુદ ગાંધીજીને મોઢે આશ્વાસન મેળવવાનુ અપ્રતિમ સદ્દભાગ્ય મેળવી શકયાં. તેને થયેલી ગંભીર ઇજાઓને કારણે પ્રજામંડળના કાર્યકરો મારવાર માટે લઈ જતા હતા, એ જ ગાડીમાં મહાત્માજી વઢવાણથી મુબઇ જતા હતા. વીરમગામ સ્ટેશને ચંચળબહેનને ગાંધીજીના ડબ્બામાં લઈ જવામાં આવ્યા. બાઇનાં વીતક જોઈ ને ગાંધીજીને લાગી આવ્યુ અને ખબર અંતર પૂછ્યા. મહાત્માજીની માયાળુ વાણીથી બાઇને આરામ મળ્યો અને તેમના મનમા નવો ઉત્સાહ રેડાયો.

બાઈ જે વીતકોમાંથી પસાર થયાં હતા તે વર્ણવતુ પ્રજામંડળે લીધેલુ બાઈનું નિવેદન નીચે છે :

હું બાઈ ચચળ વાઘજી, ન્નાતે બ્રાહ્મણ, ઉમર વર્ષ ૪૮, રહેવાસી રિયાણી. પૂછવાથી લખાવું છુ કે:—

જેઠ સુદી ૧૧ ને દિવસે હું રિયાણીથી મોટર ખટારામા બેસીને મોજીદડ જવા નીકળી, લીંબડીથી મોજીદડનો ખટારો ઊપડવાને છ કલાકની વાર હોવાથી હું લીંબડીમાં તળાવ ઉપરથી પીપળમા થઈને સધાડિયાના ઘરે જતી હતી. રસ્તામાં મને પાંચ દશ બ્રાહ્મણના છોકરાઓ મળ્યા અને તેમણે મારી મશ્કરીઓ કરતાં પૂછ્યુ કે "તારો બાપો કયાં છે?" મે જવાબ આપ્યો કે "મને ખબર નથી, તારે કામ હોય તો ગોતી લાવ" પછી તેઓ મારા ઉપર ધૂળ ઉડાડવા માંડ્યા. પછી જેમ હું ચાલતી ગઈ તેમ તેઓ મારી પાછળ ધૂળ ઉડાડતા આવવા માંડ્યા. અને જેમ આગળ વધ્યા તેમ ટોળુ મોટુ થતુ ગયુ. રસ્તામાં હું બેસી જાઉ તો મને મારતા હતા, હું બીજે રસ્તે વળુ તો તેઓ ખેચી ઝાલીને મને બજારમાં ખેચી જતા હતા. ધીરે ધીરે દોઢસો–બસો માણસો ભેગા થઈ ગયા હતા. પીપળમાંથી તળાવ ઉપર થઇ મને શુકલ–પામાં લઇ જવામાં આવી, ત્યાંથી પાછી વાળી જટાશકર ફોજદારના ઘર પાસેથી વોશી પાસે લઇ ગયા; ત્યાંથી પાછી વાળી ચિત્રાવાળા ખાંચામાં લઇ ગયા.

આખે રસ્તે મારા ઉપર ધૂળ-ઉડાડવામાં આવતી હતી. સૌ ગડદાપાટુ મારતા હતા અને મારા માથા પર નળિયાના કટકા અને ગોદડાંના ગાભા ફેંકવામાં

આવતા હતા અને ટોપલો બનાવી મારા ગળામાં નાખવામાં આવતો હતો જય શંકરના ઘર પાસે ભવાની શંકર શાસ્ત્રી મળ્યા અને ટોળાને વીખરાઇ જવા સમજાવ્યું પણ સૌએ કહ્યું કે "તમે આઘા ખસી જાવ નહીંતર તમને પણ આવી જશે" તેમ કહી તેમનું બાવડું ઝાલી તેમને આઘા ખસેડયા.

આગળ ચાલતા ચિત્રાવાળા ખાંચામાં રિયાણીવાળા બેન રૂકમણી પ્રભાશંકર આચાર્ય મળ્યા તેમણે પણ કહ્યું કે 'મારી બેનને મારશો નહિ" સૌને પગે લાગીને તેમણે વિનતિ કરી. તેમને પણ કહેવામાં આવ્યું કે "વચમાં નહિ પડો, નહિતર તમારા ઘરને વાંધો આવશે"

ચિત્રાવાળી ગલી પાસે આવતા 'ચાલો આશ્રમમાં દર્શન કરવા' એમ કહી શ્રીનચોકમાં થઇને મને અંગ્રેજી નિશાળ પાસેના ખાંચા સુધી લઇ ગયા

ત્યાં ફસી નાખી મારો સાડલો ફાડી નાખ્યો અને પોલકું પણ ફાડી નાખ્યું. ત્યાં ટોળું લગભગ ચારસો જેટલું થઇ ગયું હતું અને એ રસ્તાના માર્ગ ઉપર પથરા ઉડાડવામાં આવતા હતા અને મોચી જાણીને વારંવાર પછાડી દેવામાં આવતી હતી આમાંના કેટલાક માણસો છાતી ઉપર હાથ નાખતા હતા અને પોલકાના બટન તોડી નાખ્યા હતા "સુર્પણખા આવી, સુર્પણખા આવી, નાક કાન કાપી લ્યો' તેવી તેઓ બૂમો મારતા હતા

આ રીતે તેઓ મને શ્રીનચોકમાં પાછા લાવ્યા, ત્યાં પોલીસગેઇટ નજીક આવતા હું પોલીસગેઇટના ઓટલા ઉપર બેસી ગઇ અને કહ્યું કે "મને મારી નાખે છે બચાવો" ત્યાં પણ પોલીસ હતા તેમને નજરે જોવાથી હું ઓળખી શકું. ટોળામાંના એક જણે પોલીસના કાનમાં કાંઇક કહ્યું એટલે પોલીસે મને કહ્યું કે "તું અહીંથી ચાલી જા." પછી પોલીસે મને કહ્યું કે "હાલો, બેન મૂકવા આવું"

એમ કહી મારી સાથે બે પગલા આવીને પાછો ચાલ્યો ગયો

પોલીસગેઇટ ઉપર જ્યારે હું બેઠી હતી ત્યારે ટોળામાંના કેટલાક માણસો એક મીંદડીને ધક્કા મારી મારા ઉપર ફેંકતા હતા પછી આગળ ચાલતા ઓળખી જાણીને મને ધક્કો માર્યો અને હું પડી ગઇ મેં ગરોળિયા ખાઇને પડતા પડતા જગ્યા જોતા થતી હતી ત્યાં બીજો ધક્કો માર્યો અને હું ચત્ત પડી ગઇ.

ત્યાં માને વિચાર્યુંવાળા પોપટ દરજીની દુકાન દેખાતાં દોડીને હું તેના ઓટલે ચઢી ગઇ અને મેં તને કહ્યું કે 'મને બચાવ' લોકો બૂમો મારીને

કહ્યું કે "તું અહીંથી ઉઠાડી મૂક." તેમ કહીને સૌએ રાડારાડ કરી મૂકી, એટલે પોપટે મને ઉઠાડી.

થોડે ચાલ્યા પછી જગજીવન ઉજમશી તલસાણિયા આવ્યા. તેઓ મારી પાસે આવ્યા કે તરત સૌએ તેમને ઘેરી લીધા અને ધક્કામુક્કી કરી મૂકી, છતાં તેઓ મને તેમની સાથે તેમના ઘરમાં લઈ ગયા.

આ દરમ્યાન આ ટોળુ તેમના ઘર ફરતુ બેસીને "બહિષ્કાર"ની બૂમો મારતુ હતુ. અને તલસાણિયાના ઘર ઉપર પથરા ફેંકી ઘરની બારીઓના કાચ અને બત્તીના ગ્લોબ ફોડી નાખ્યા હતા.

આ વખતે ટોળામાંના નીચેના માણસોને મે ઓળખ્યા હતા :-(૧) મોટા વાળવાળો હવેલીના મુખિયાજીનો છોકરો, (૨) શીગી ડાક્તરનો છોકરો, (૩) હાથીરામભાઈનો છોકરો, (૪) ચીમન શુકલ. બાકીનામાં બે પાંચ ગરાસિયા હતા અને બીજા બધા બ્રાહ્મણો હતા. તેઓને નજરે જોવાથી હુ ઓળખુ પણ તેમને નામથી હુ નથી જાણતી થી. તલસાણિયાને ત્યાં દુર્ગાશંકર આચાર્યે આવી ટોળાને વિખેર્યું અને મને કહ્યુ કે "તમે આવામા ભાગ શુ કામ લ્યો છો ? તમારે ઘરમાં બેસી રહેવુ જોઈએ." શ્રી. તલસાણિયાના ઘરમાં થોડો વખત હુ બેભાન અવસ્થામા રહી હતી.

પાછળથી પોલીસના બે માણસોએ આવી મને શિયાણીના ખટારા સુધી પહોંચતી કરી અને હું શિયાણી ગઈ શિયાણી હુ બે દિવસ રહી.

મારી બાના ઘરે એક ટોળું આવ્યુ અને ટોળાએ તરત મારા ઉપર ધૂળ અને કાંકરા ઉડાડવા માડયા. મેં બૂમો મારી એટલે મારા કાકા દીવેશ્વર માવજી (પ્રજામંડળની જાહેરસભામા તેઓ પ્રમુખ થયા હતા) આવ્યા. આ વખતે રાતના દશ વાગ્યા હતા.

દીવેશ્વર માવજી તોફાની લોકોને વઢવા માંડયા. આથી ટોળું દરબારગઢમાં પાછુ ગયુ અને ફરીથી ટોળુ દીવેશ્વરભાઈના ઘરે ગયુ.

દીવેશ્વરભાઈનુ ધોતિયુ કાઢીને તેમને માર્યા. દીવેશ્વરભાઈનુ ધોતિયું નીકળી ગયું એટલે તે નીચે બેસી ગયા અને જેમ માર પડતો ગયો તેમ તેઓ રામ... રામ બોલતાં હતા. દીવેશ્વરભાઈ લગભગ પોણોસો વર્ષની ઉમ્મરના છે. તેમના દીકરાએ બૂમાબૂમ કરી મૂકી તેથી બાલાશંકર પ્રાણજીવન અને પ્રભાશંકર બાલાશંકર આવી પહોંચ્યા. તેમણે દીવેશ્વરભાઈને છોડાવ્યા.

હું સંતાઇને બાલાશંકરની શેરીમાં સુખિયાના ઓટે કમાડ પાછળ ભરાઇ ગઇ હતી. ત્યાંથી પણ ટોળાએ મને શોધી કાઢી મને ધક્કા મારીને બહાર કાઢી. પછી મારી ટીંગાટોળી કરીને આઠ દશ માણસોએ મને ઉપાડી. મેં બૂમો મારી, પણ શેરીમાં બધાં ઘરનાં કમાડ બંધ હતા. એક હેડમાસ્તર બહાર હતા. રસ્તામાં પછાડતા, ઉપાડતા અને ઘસડતા મને ગામને પાદર લઇ ગયા. પાદરથી મને ચલાવી અને ચાલતાં ચાલતાં વારંવાર ચોટી ઝાલીને ધક્કા મારી મને પાડી દેવામાં આવતી અને પડયા પછી પાટુઓનો વરસાદ વરસતો. ઊભી થઇને ચાલુ એટલે ગડદાપાટુ મારતા હતા.

કૂવો વટાવ્યા પછી લાકડીઓ મારવા માંડી. તેઓ બોલતા હતા કે "તને વાંઢાને પરણાવવા લઇ જવી છે." આ સિવાય બીભત્સ ગાળોનો વરસાદ ચાલુ હતો. કૂવો વટાવી જેમ આગળ ચાલી તેમ મારા ઉપર છૂટથી લાકડીઓના ઘા કરવા માંડયા અને રસ્તામાં હું બેશુદ્ધ થઇ હતી.

થોડીવાર પછી હું જ્યારે અર્ધ બેભાન સ્થિતિમાં આવી ત્યારે તેઓએ મને ઉપાડી લીધી અને ઉપાડીને ગારાની ભરેલી એક ખાડમાં નાખી. કૂવાનું ગંદું પાણી જ્યાં ભેગું થાય છે અને જ્યાં ભેંસો પડી રહે છે તે ખાડામાં મને નાખી.

ખાડામાં નાખીને મને કહે કે, હવે તું બહાર નીકળ. બહાર નીકળવાની મારામાં શક્તિ નહોતી, એટલે હું ઊભી રહી એટલે બહાર ઊભા રહીને કેટલાકે મને લાકડીઓ મારી.

મહા મહેનતે હું બહાર નીકળી પણ મને ત્યાં ચક્કર આવ્યાં એટલે હું બેસી ગઇ અને મને લોહીની ઊલટી થઇ. પછી હું પડી ગઇ.

આ દશાથી ગભરાઈને હું કૂવામાં પડવા જતી હતી એટલે તેઓ અજાણ્યા થઇને મારી દયા ખાવા લાગ્યા અને મારી આડા ફરી મારા ઘરના ખાંચા સુધી મૂકી ગયા. હું મારા ઘેર લગભગ બાર વાગે પહોંચી. ઘરમાં મને બે ત્રણ વખત લોહીની ઊલટી થઇ.

બાઇ ચંચળ વાઘજીના ડાબા અંગુઠાનું અર્ધોયા મહી બદલ નિશાન છે.

●

# રાજ્યનાં કેટલાંક જાહેરનામાં

## (જેનો આ પુસ્તિકામા નિર્દેશ થયો છે)

### જાહેરનામુ.

લીંબડી રાજ્યમા કેવા પ્રકારનુ રાજતંત્ર હોવુ જોઇએ તે વિષે યુવરાજસાહેબે તા. ૮-૧-૩૯ના રોજ નીચે પ્રમાણે જાહેરાત કરી હતી —

"મે નિશ્ચય કર્યો છે કે લીંબડીનુ રાજતંત્ર એવુ હોવુ જોઇએ કે જે સુદાવિદ નામદાર બાપુસાહેબની સાર્વભૌમ સત્તા તરફની જવાબદારી અને તેઓ નામદારશ્રીના રાજા તરીકેના અંગત હકો જાળવી રાખી લીંબડીની સમસ્ત પ્રજાના વિચાર અનુસાર તેમની પ્રકૃતિ અને અભિલાષાઓને અનુકૂળ હોય આવા રાજતંત્રનો મુસદ્દો આઠ સભ્યોની એક સલાહકાર સમિતિની સલાહ અને મદદથી તૈયાર કરવામા આવશે સલાહકાર સમિતિના સભ્યો ૩ ત્રણ, જેમાના એક ખેડુત હશે તે પ્રજામંડળ પસંદ કરશે (બીજા) ૩ ત્રણ સભ્યો, જેમાનો એક ખેડુત હશે તે સનાતની સભા પસંદ કરશે અને ૨ બે, સભ્યો રાજ્યથી નિમાશે

સલાહકાર સમિતિની મદદથી તૈયાર કરેલ મુસદ્દો લીંબડીની સમસ્ત પ્રજાના વિચાર અનુસાર તેમની પ્રકૃતિ અને અભિલાષાઓને અનુકૂળ છે કે કેમ તે જાણવાનો પ્રબંધ પણ તે જ સમિતિની સલાહ ઉપરથી નક્કી કરવામા આવશે.

સલાહકાર સમિતિની મદદ ઉપરથી કેવા પ્રકારનો મુસદ્દો તૈયાર થશે તેની આગાહી અત્યારથી હુ ન કરી શકુ પણ આ બાબતમા છલ્લા થોડા દિવસોમા અનેક વ્યક્તિઓ સાથે મારે ચર્ચા થઇ છે અને મારા વિચારોનો ઉલ્લેખ જાહેર સભાઓમા પણ થયેલ છે તેમા અમુક ગેરસમજૂતો ઊભી થયેલી મને જણાય છે એનો ખુલાસો કરવાની જરૂર રહે છે મારો ઇરાદો લીંબડી શહેર અને ગામડાઓને જુદા પાડી, શહેરની વસ્તીને બહોળી સત્તાઓ આપવી અને

ગામડાઓમાં અત્યારની જ પરિસ્થિતિ કાયમ રાખવાની છે એમ કહેવામાં આવ્યુ છે મારી ઇચ્છા એવી છે કે લીંબડી શહેરને લગતી બાબતોમાં જેટલી સત્તા લીંબડીના કોઇ પણ શહેરીને મળે તેટલી સત્તા દરેક ગામડામાં વસનારને પોતાના ગામને લગતા સવાલો સબધી હોવી જોઇએ અને પછી જેમ એક અવિભક્ત કુટુબના સબ્યો જેવા કે પિતા અને તેના પુત્રો નિકટના સબધમાં તેમનો વ્યવહાર ચલાવે છે તેવી જ નિકટની દોરીઓથી સ્થાનિક સ્વતત્રતા ભોગવતા શહેર અને ગામડાઓને એક પ્રકારના સમવાયતત્રમાં ગૂથી લેવા તેવી મારી નેમ છે અને આ મારા વિચારો સલાહકાર સમિતિ પાસે હુ આગ્રહપૂર્વક મૂકીશ એમ હુ ખાત્રી આપુ છુ.

જવાબદાર રાજતત્ર મેળવવા માટે જરૂર પડે તો રાજ્ય સામે લડાઇ કરવા તૈયાર થવા પ્રજાને જાહેર સભાઓમાં સૂચવવામાં આવે છે આવા પ્રકારથી અહીંના રાજ્ય અને પ્રજા વચ્ચેના મીઠા સબધ અને સ્નેહને હાનિ થાય છે એટલુ જ નહિ પણ જ્યારે સમસ્ત પ્રજાની ઇચ્છા અનુસાર રાજતત્ર યોજવા રાજ્ય તૈયાર છે ત્યારે આવો પ્રચાર નિરર્થક છે અને તે કારણથી ગામડામાં કોઇ પણ પ્રચારનુ પ્રયોજન રહેતુ નથી. તેમ ઉપરોક્ત પ્રચાર લીંબડી શહેરમાં બધ થઇ અને ગામડામાં કાંઇ પણ નહિ કરવાની સનાતની મડળ તથા પ્રજામડળ ખાતરી આપશે અને બને સસ્થાઓ પોતાના તરફથી સલાહકાર સમિતિ ઉપર નીમવાના સભ્યોના નામ મને મોકલશે કે તરત જ સલાહકાર સમિતિ પોતાનુ કાર્ય શરૂ કરશે."

## જાહેરનામુ

"નેક નામદાર યુવરાજસાહેબની ઇચ્છા એવી છે કે ગામડાને લગતી દરેક પ્રવૃત્તિઓ ગ્રામ સમિતિ દ્વારા કરવામાં આવશે, એટલે કે સદાવ્રત, ધર્માદા, ગામોત, ખરાજાત વગેરેની ઉપજો ગ્રામ્યસુધારણામાં વાપરવાનો પ્રબધ પ્રત્યેક ગ્રામ્યસમિતિ કરશે

હમણા જ નેક નામદાર યુવરાજ સાહેબે ગામડાની વસ્તીને અમુક રાહતો આપી છે અને વસ્તીની દરેક મુસ્કેલીઓ તેઓથી દૂર કરવા હમેશ તત્પર છે તે સૌ જાણે છે. તેથી કોઇની ધાક, ધમકી કે દબાણની બીક રાખ્યા સિવાય સુખેચ્છાતિથી વર્તવા હરકોઇને સૂચવવામાં આવે છે

'ગ્રામોદ્ધાર વિચારણા" નામની પુસ્તિકા બહાર પાડવામાં આવી છે એમાં કોઇ સહકારીમડળ સબધની યોજના છે એ વિચારણા માટે છે, ફરજિયાત દાખલ કરવાની નેમ નથી.

તા. ૧૦-૧-૩૯

(સહી) ફતેહસિહજી
દીવાન, રા લીંબડી

# પાણશીણાની ધાડ પછીનું

## જાહેરનામું

પાણશીણામાં લૂંટ થવાથી ખોટો ભય ઉત્પન્ન થાય એવા રિપોર્ટ ફેલાવવામાં આવ્યા છે. રાજ્ય તરફથી આ લૂંટની બરાબર તપાસ થાય છે ને તે માટે એક સ્પેશિયલ ઓફિસરની નિમણૂક કરવામાં આવેલ છે અને પાણશીણામાં લોકોનો ભય દૂર કરવા માટે પોલીસનું ખાસ થાણું મૂકવામાં આવ્યુ છે. આથી ત્યાંનાં લોકોમાં શાંતિ પથરાઇ ગયેલ છે. વળી આ જાહેરનામાથી રાજ્યની સમસ્ત પ્રજાને ખબર આપવામાં આવે છે કે કોઇ પણ જાતનો ભય રાખવાનું કોઈ કારણ નથી.

લીંબડી
તા. ૮–૨–૩૯

ફતેહસિંહજી
દીવાન, રા. લીંબડી.

## જાહેરનામું

લીંબડી શહેરમાં વસતા લગભગ ૨૮૦૦ ઉમર લાયક પુરૂષોની સહીથી રાજ્ય પાસે કેટલીક અરજીઓ રજૂ થઈ છે, જેમાં તે લોકોએ જણાવ્યું છે કે પ્રજામંડળની નીતિ સાથે તેઓ સમત નહિ હોઇ આ સંસ્થા પ્રજામંડળનુ નામ ધારણ કરે તે સામે તેમનો વાંધો છે, તે મંડળને લીંબડીની સમસ્ત પ્રજાને નામે પરિષદ ભરવા હક નથી. તેથી પ્રજામંડળ તરફથી આ માસની ૧૯મી તારીખે આવી જે પરિષદ ભરવાની છે તે અટકાવવી જોઈએ

સને ૧૯૩૧ની છેલ્લી વસ્તીગણતરી પ્રમાણે લીંબડી શહેરમાં પુરૂષોની સંખ્યા ૬૮૫૨ માણસની હતી. બાળકો તથા સગીરોની ૫૦ ટકાની સંખ્યા આમાંથી બાદ કરીએ તો લીંબડી શહેરમાં ઉમર લાયક પુરૂષોની વસ્તીની સંખ્યા લગભગ ૩૪૦૦ માણસની આંકી શકાય. આ હિસાબે લીંબડી શહેરની વસ્તીના ઉમર લાયક પુરૂષો પૈકી ૭૨ ટકા જેટલા માણસો તા. ૧૯ મીએ પ્રજાપરિષદ ભરવાથી વિરુદ્ધ છે.

૩૦ ખાલસા ગામની ગ્રામ્યપંચાયતોના સભ્યો તરફથી તેવી જ અરજીઓ રજૂ થઈ છે. દરેક ગામના પુખ્ત ઉમરના એકુત આદમીના મતથી આ સભ્યો ચૂંટાયેલા છે આ રાજ્યમાં ૩૮ ખાલસા ગામ છે, જેની પુરૂષ વસ્તીની કુલ સંખ્યા સને ૧૯૩૧ની વસ્તીગણતરી મુજબ ૧૧૪૭૨ હતી. આ હિસાબે રાજ્યનાં ખાલસા ગામો પૈકીનાં ૮૦ ટકા ગામો તથા ખાલસા ગામોની વસ્તીના ૭૭ ટકા શખ્સો પણ તા. ૧૯ મીએ પ્રજાપરિષદ ભરવાથી વિરુદ્ધ છે.

ટૂંકમાં આખા રાજ્યની લગભગ ૭૫ ટકા વસ્તી પરિષદ ભરવા સામે વાંધો દર્શાવે છે. વસ્તીના બાકીના ૨૫ ટકા જેમણે પરિષદ ભરવા સામે વાંધો નોંધાવ્યો નથી તેમાંનો દરેક માણસ ખરેખર પરિષદ ભરવાની તરફેણમાં છે તેમ માનવા કાંઈ પુરાવો નથી. પરંતુ વસ્તુસ્થિતિ તેવી હોય અને પરિ ભરવામાં આવે તો પણ વસ્તીની લઘુમતી વતી જ તેની પરિષદ બોલી શકે

તા. ૧૯મીએ ભરાનારી પરિષદનો ખાસ હેતુ કેટલીક રાહતો માગવાનો છે. જે ગામોમા ગ્રામ્યપંચાયતો સ્થાપાઇ ગયેલ છે ત્યાં આમાંની ઘણીખરી અને બીજી પણ કેટલીક રાહતો અપાઇ ગઇ છે. ઉપરાંત ગ્રામ્યપંચાયતની સ્થાપનાથી દરેક ગામનાં લોકોને સ્થાનિક વહીવટમાં સ્વરાજ્યની વિશાળ સત્તાઓ મળેલી છે. સસ્તા અને તાત્કાલિક ન્યાયની ગોઠવણ, સ્થાનિક કરવેરાના દરનું નિયમન કરવાની સત્તા, સ્થાનિક આબાદીનાં કાર્યો-જેવાં કે નિશાળો, દવાખાનાં, જળાશયો તથા ગ્રામ્ય સુધારણાની પ્રવૃત્તિમાં થતાં ખર્ચ ઉપરનો કાબુ, વગેરે સત્તા તથા હક્કો [ગ્રામ્યપંચાયતની સ્થાપનાથી] ગામડાંની વસ્તીને મળેલ છે. ઉપરાંત સ્થાનિક મહેસુલી નોકરોની બઢતી ખરતરફીની સત્તા પણ પંચાયતને આપવામાં આવી છે. ગામ ઉપર કાંઇ પણ નવો કર નાખ્યા સિવાય આ હક્કાં તથા સત્તા તેમને પ્રાપ્ત થયેલ છે. વસ્તુતઃ જો તેઓ ધારે તો સ્થાનિક કરવેરાનો હાલનો દર ઓછો કરવા તેઓ શક્તિમાન થશે.

રાજનાં દરેક ગામડાને ગ્રામ્યપંચાયતની સ્થાપનાથી થતા સ્વાભાવિક લાભ અને હક્કો મેળવી આપવાનો શ્રેષ્ઠ અને તાત્કાલિક રસ્તો એ છે કે પ્રજામંડળે હાલની તેની પ્રવૃત્તિ બંધ કરી તથા પરિષદ ભરવાનો ખ્યાલ છોડી દેવો. આમ થવાથી દરેક ગ્રામ્યપંચાયતના પ્રતિનિધિની બનેલી અને આખા રાજ્યના ખેડૂતોને લગતી સાધારણ બધી બાબતોનો વહીવટ કરવા વાસ્તે ખેડૂ સભા વહેલી તકે બોલાવી શકાશે.

યોગ્ય રાજ્યબંધારણ ઘડવા એક સલાહકારી મંડળ નીમવાનું રાજ્યે થોડા વખત પહેલાં જાહેર કરેલું. આ દરખાસ્ત સ્વીકારવામાં આવેલી નહિ, અને દરેક ગામ તરફથી માગણી થયે તેમના ચૂંટેલા પ્રતિનિધિ સાથે મંત્રણા કરી પ્રત્યેક ગામ દીઠ ગ્રામ્યપંચાયત સ્થાપવાની નીતિ રાજ્યે અખત્યાર કરેલ હોઈ હવે તેવી કમિટીની જરૂર પણ નથી. પરંતુ લીંબડી શહેરને પોતાના સ્થાનિક વહીવટમાં સ્વરાજ આપવાના હેતુથી આઠ સભ્યો તથા પ્રમુખની બનેલી એક સલાહકારી કમિટી રાજ્ય તુરતમાં જ નીમશે. આ કમિટીના ચાર સભ્યો

સનાતન સભા નીમશે અને ચાર બિનઅમલદાર સભ્યો, જેમાંનો એક તો મુસલમાન જ હશે, તથા પ્રમુખ રાજ્ય નીમશે.

આ સંજોગમાં ફક્ત પ્રજાની લઘુમતી તરફથી બોલી શકે તેવી પ્રજા પરિષદ તા. ૧૯મીએ ભરવાનું બિનજરૂરી જણાય છે. જે જે રાહતો મેળવવાનો તેમનો ઉદ્દેશ છે તે તથા તેથી પણ વધારે રાહતો ઘણાંખરાં ગામોમાં મળી ચૂક છે. અને જો પ્રજામંડળ પોતાની પ્રવૃત્તિ અને ચળવળ બંધ કરશે તો બાકીનાં ગામોમાં પણ તેવી રાહતો સત્વર મળી જશે. વળી પરિષદ ભરવા બાબત લોકોના મોટા ભાગના સબળ વિરોધ સામે થઈ પરિષદ ભરવી તે દેખીતુ સલાહભરેલું નથી. આ સંજોગોમાં પરિષદ ભરવાથી ગંભીર સ્વરૂપ પકડે તેવાં છમકલાં થઈ પરિણામે તોફાન થાય. છતાં પરિષદનો નિષેધ કરી રાજ્ય પોતાની રૈયતના પ્રાથમિક હક્કો ઉપર જરા પણ અંકુશ મૂકવા માગતું નથી. પરંતુ આ ગંભીર વસ્તુસ્થિતિ જાણ્યા છતાં જો પરિષદ મળશે અને તેને અંગે દુ:ખદ પ્રસંગો ઉપસ્થિત થશે તો તેની જવાબદારી પ્રજામંડળને શિર રહેશે.

લીંબડી, (સહી) ફતેહસિંહજી,

તા. ૧૬-૨-૩૯ દીવાન, રા. લીંબડી.

## સનાતનમંડળની પત્રિકા

પ્રજાના મોટા ભાગનો વિરોધ છતાં અને સમસ્ત પ્રજાને નામે પરિષદ ભરવાનો હક્ક ન હોવા છતાં તા. ૧૯-૨-૩૯ ના રોજ કહેવાતા પ્રજામંડળે (વણિકમંડળે) લીંબડીની સમસ્ત પ્રજાને નામે પરિષદ ભરવા જાહેર કરેલ છે. આ પરિષદમાં લીંમડી રાજ્યની સનાતની પ્રજાને તે સામે વિરોધ હોવાથી તેવો વાત વિરોધ બતાવવા તે પરિષદમાં સનાતની સભ્યો મોટી સંખ્યામાં જવાના છે. સમસ્ત પ્રજાને નામે ભરાતી પરિષદમાં પ્રજાનાં દરેક માણસને જવાનો હક્ક હોઈ જો વણિકમંડળ તરફથી તે વખતે કોર્ડનથી અગર બંધબારણે સભા ભરી દાખલ થવામાં અડચણ કરવામાં આવશે, તો પરિષદમાં વિરોધ જાહેર કરવા, તેની કોર્ડનને તોડીને પણ દાખલ થવા પ્રયત્ન કરવામાં આવશે. માટે વણિકમંડળને તેવી અડચણ નહિ કરવા ચેતવણી આપવામાં આવે છે. છતાં પણ જો વિઘ્ન ઊભું કરવામાં આવશે તો ગમે તે રીતે સનાતની સભ્યો સભામાં દાખલ થશે અને જો તેમાં સુલેહનો ભંગ થશે તો તેની જવાબદારી વણિકમંડળને શિર રહેશે.

લીંબડી મંત્રી

તા. ૧૮-૨-૩૯ સનાતન ધર્મ સભા—લીંબડી

## જાહેરનામું

અમોને એમ જણાય છે કે આજે પ્રજામંડળ તરફથી એક પરિષદ ભરાવાની છે અને તેનો વિરોધ કરવા પ્રજાનો મોટો ભાગ બહાર પડવાનો છે. આ સંજોગોમાં સુલેહનો ભંગ, હુલ્લડ તથા મારામારી થવાનો ભય રહે છે. તેથી હુ આથી ફરમાન કરૂં છું કે પબ્લીકના કોઈ પણ શખ્સે આજે લાકડી, ધારિયાં, તલવાર, બંદૂક તથા તેવાં કંઇ હથિયાર લઈ લીંબડી શહેરમાં ફરવું નહિ તથા તેવાં કોઈ હથિયાર લઈ પરિષદમાં અથવા પરિષદ ભરવાની જગ્યા આસપાસ જવું નહિ.

આજ તા. ૧૯–૨–૩૯ ના રોજ કોર્ટનો સીક્કો તથા મારી સહી કરી આપી છે

આ જાહેરનામું પોલીસખાતેથી પરિષદના સ્થળે તથા શહેરમાં મુખ્ય જગ્યાએ ચોંટી તેને પ્રસિદ્ધિ આપવી.

(સહી તુલસીદાસ ઝ. લવીંગીઆ
ડીસ્ટ્રીકટ મેજીસ્ટ્રેટ
રા. લીંબડી

## જાહેરનામું

અમારા જાણવામાં આવ્યું છે કે કેટલાક લોકો ખોટી અફવાઓ ફેલાવી શહેરની અંદર ભયનું વાતાવરણ ઉત્પન્ન કરાવે છે. આવી અફવાઓ ફેલાવનારાઓ સામે કાયદેસર પગલાં લેવામાં આવશે.

આવી હલકટ અફવાઓ ઉપર કાંઇ પણ ધ્યાન આપ્યા વિના સમસ્ત પ્રજાએ પોતપોતાનો કામધંધો નિશ્ચિંતપણે શાંતિથી કરવો.

લીંબડી (સહી) ફતેહસિંહજી,
તા. ૨૨–૨–૩૯. દીવાન, રા. લીંબડી.

## જાહેરનામું

લીંબડી શહેરને પોતાના સ્થાનિક વહીવટમાં સ્વરાજ્ય આપવાના હેતુથી આઠ સભ્યો તથા પ્રમુખની બનેલી એક સલાહકારી કમિટી નીમવાનો રાજ્યનો નિશ્ચય અમારા તા. ૧૬–૨–૧૯૩૯ના જાહેરનામામાં પ્રસિદ્ધ કરવામાં આવેલ હતો. આ પૈકી ચાર સભ્યો સનાતન સભા નીમશે અને ચાર બિનઅમલદારી સભ્યો તથા પ્રમુખ રાજ્ય નીમશે તેમ પણ જણાવવામાં આવ્યું હતું. પોતા તરફથી ચાર સભ્યો નીમવાની સૂચના સનાતનસભાને કરવામાં આવતાં તેમની ચારના

બદલે ૭ સભ્યો મળવાની માગણી થવાથી તે માન્ય રાખવામાં આવી હતી અને તેમના તરફથી ચૂંટાયેલા ૭ સભ્યોનાં નામ અમારી પાસે રજૂ કરવામાં આવ્યાં છે અને તે ૭ નીચે મુજબ છે :

૧. દયારામ ગણેશજી વકીલ
૨. ત્રંબકલાલ નાનાલાલ આચાર્ય
૩. દુર્ગાશંકર મણિશંકર ઉપાધ્યાય
૪. માણેકલાલ મયાશંકર આચાર્ય
૫. હરિશંકર ઇશ્વરલાલ જોષી
૬. મતાદાર ગોરધન ગગા

રાજ્ય તરફથી નીચેના બિનઅધિકારી પાંચ સભ્યો નીમવામાં આવે છે.

૧. વોરા હસનઅલી સમસુદીન
૨. ગુલામ આલમ સોલંકી
૩. શાહ ચકુભાઈ ગુલાબચંદ
૪. શાહ ચત્રભુજ લહેરચંદ
૫. પા. લખ્મણ ઝવેર

પ્રમુખ રાજ્ય તરફથી નહીં નીમતાં પોતાનો પ્રમુખ ચૂંટી કાઢવા ઉપરના અગિયાર સભ્યોને જ સત્તા આપવામાં આવે છે.

આ કમિટીના સેક્રેટરી તરીકે રાણા શ્રી. બાલુભા જેઠીભાઈને નીમવામાં આવે છે જે કમિટીનાં પ્રોસીડીંગ્ઝ વિગેરેનું તમામ કામકાજ કરશે, પણ તેમને મત આપવાનો અધિકાર રહેશે નહિ.

કમિટીની પહેલી બેઠક દરબારગઢમાં તા. ૨-૪-૩૯ ના રોજ ૧૧ વાગતાં શરૂ થશે અને તે વખતે પ્રમુખ ચૂંટી પોતાનો કાર્યક્રમ કમિટી શરૂ કરશે. ત્યાર બાદ પ્રમુખ કમિટીની બેઠક બોલાવી શકશે અને અમને આશા છે કે તે તેમની ભલામણો તે કમિટીના પ્રમુખ તરફથી અમને વહેલી તકે મોકલવામાં આવશે.

ઉપરોક્ત કમિટીની ભલામણ ઉપરથી શહેરસભા સ્થપાશે અને દરેક ગામડામાં ગ્રામપંચાયત ચૂંટાશે ત્યારે સ્થાનિક સ્વતંત્રતા ભોગવતાં શહેર અને ગામડાંઓને એક પ્રકારના સમવાયતંત્રમાં ગૂંથી લેવાની નેક નામદાર યુવરાજ સાહેબની નેમ શક્ય બનશે. પરંતુ કેવું સમવાયતંત્ર સમસ્ત પ્રજાના વિચાર અનુસાર તેમની પ્રકૃતિ અને અભિલાષાઓને અનુકૂળ થશે અને તેવું તંત્ર તૈયાર

કરવા માટે કેવી યોજના કરવી જોઇએ તે બાબતના વિચારો કરવાના [illegible] આવ્યો છે અને તેથી સમસ્ત પ્રજાના આગેવાનોની એક કોન્ફરન્સ બોલાવવાનો રાજ્યે નિશ્ચય કર્યો છે.

**શહેર સભા સલાહકાર કમિટીના** ઉપર દર્શાવેલ અગિયાર સભ્યોને આ કોન્ફરન્સમાં ભાગ લેવા આમંત્રણ આપશે અને ગ્રામ્યપંચાયતો પોતામાંથી ગામડાંઓના પ્રતિનિધિઓ નીચે પ્રમાણે ચૂંટશેઃ

લીંબડી ટપાના લીંબડી શહેર સિવાયનાં તમામ ગામોની ગ્રામ્યપંચાયતો તથા રંગપર ગામની ગ્રામ્યપંચાયત પોતામાંથી એક સભ્ય ચૂંટશે.

રાણાગઢ ટપાનાં ગામોની ગ્રામ્યપંચાયતો પોતામાંથી એક સભ્ય ચૂંટશે.

રોજાસર ટપાનાં ગામોની ગ્રામ્યપંચાયતો પોતામાંથી એક સભ્ય ચૂંટશે.

શિયાણી ટપાનાં ગામોની ગ્રામ્યપંચાયતો પોતામાંથી બે સભ્યો ચૂંટશે.

પાણશીણા ટપાનાં ગામોની ગ્રામ્યપંચાયતો તથા આણંદપર અને ઘનશ્યામપુરા ગામોની ગ્રામ્યપંચાયતો મળી પોતાનામાં બે સભ્યો ચૂંટશે.

તેની જ રીતે રળોલ તથા જાંબુ ટપાનાં તમામ ગામોની ગ્રામ્યપંચાયતો પોતાનામાંથી દરેક બબે સભ્યો ચૂંટશે.

આ ઉપરાંત બીજી કોમો કે વર્ગો જેવા કે ભાયાત, ગરાસિયા, બ્રાહ્મણો વગેરેના અભિપ્રાયો દર્શાવી શકે તેવા બીજા ૭ સભ્યોને રાજ્ય તરફથી આમંત્રણ કરવામાં આવશે.

ગ્રામ્યપંચાયતને ચૂંટવાના સભ્યોનાં નામ અમારી પાસે તા. ૧૦-૪-૩૯ પહેલાં મોકલી આપવાનો પ્રબંધ પ્રત્યેક ગ્રામ્યપંચાયતે કરવો અને તે નામો આવ્યા પછી વહેલામાં વહેલી તકે કોન્ફરન્સ બોલાવવાનો બંદોબસ્ત કરવામાં આવશે. તારીખ ૨૫-૩-૧૯૩૯.

(સહી) ફતેહસિંહજી
દીવાન, લીંબડી સ્ટેટ

# આંકડા

ારી, ધાડ, દંડ અને જપ્તીના, શબ્દો કે ચિત્રોથી વર્ણવી ન શકાય તેવા, આંકડાઓનો સાર નીચે પ્રમાણે છે.—

| | | | |
|---|---|---|---|
| હિજરતે ગયેલા ખેડુ | ... | સંખ્યા | ૩૫૦ |
| તેમનાં ઢોર | .... | " | ૩૬૪ |
| જપ્ત કરેલાં તેમનાં ઘર | .... | " | ૨૨૬ |
| એ ઘરની કિમ્મત | ... | રૂ. | ૬૪,૪૫૦ |
| લઈ લીધેલાં ખેતરની કિમ્મત | .... | રૂ. | ૬૯૫૮ |
| ઘરની કિમ્મત | .... | રૂ. | ૧,૪૨,૬૦૦ |
| પાક | ... | મણ | ૧૧,૯૩૫ |
| એ પાકની કિમ્મત | .... | .... રૂ. | ૩૬,૦૪૦ |

જપ્ત થયેલી ઉપરની માલ મિલકતની કિમ્મત — કુલ ૨,૫૦,૦૪૮

આશરે ૩૧ ખેડૂતો ઉપર પ્રજામંડળની પ્રવૃતિમાં ભાગ લીધાનો શક હોવાના કારણે તેઓનો દંડ થયો — રૂ. ૧૮,૧૬૨

કુલ રૂ. ૨,૬૫,૭૬૭

## વેપારીઓની માલમિલકત લૂંટાણી, ચોરાણી કે જપ્ત થઇ

| | | | |
|---|---|---|---|
| ઘર જપ્ત થયાં | ... | .... | ૨૪૧ |
| એવાં ઘરની કિમ્મત | .... | રૂ. | ૬૧,૦૦૦ |
| ખેતરો જપ્ત કર્યાં | .... | વિઘા | ૫૨૯૦ |
| તેના | ... | રૂ. | ૬૮૪૫૦ |
| પાક ચોરાયો કે જપ્ત થયો | .... | મણ | ૫૮૫૦ |

| | | | |
|---|---|---|---|
| તે પાકની કિમ્મત | ... | રૂા. | ૮૩૨૪ |
| ઉઘરાણી અટકાવી | ... | રૂા. | ૧,૪૬,૩૫૦ |
| ઘરવખરી જપ્ત થઈ કે ચોરાઈ ગઈ | ... | રૂા. | ૭,૩૦૦ |
| માલ મિલકત અને રોકડ ચોરાયાં કે લૂટાયાં | | રૂા. | ૩૯,૭૮૪ |
| લિલામ કરેલી માલ–મિલકત | .... | રૂા. | ૭,૬૦૦ |
| વેચવાનો માલ વગેરે | ... | રૂા. | ૧,૫૫૦ |
| | | રૂા. | ૩,૪૦,૩૫૮ |
| લીંબડી શહેરની પાંચ દુકાન તોડીને રાજ્ય વેચવાનો માલ લઈ ગયું | ” | ” | ૧૯,૩૦૦ |
| ૨૩ હિજરતીઓ લીંબડીમાં પાછા આવતાં તેમનો થયેલો કૂલ દંડ | | રૂા. | ૨૦,૯૧૭ |
| | આખો સરવાળો | રૂા. | ૩,૭૯,૫૬૪ |

## દંડ

ખેડૂતો, ભરવાડો, હરિજનો અને બીજાઓએ હિજરત કરી નથી, પણ પ્રજામંડળની પ્રવૃત્તિઓમાં કંઈક ભાગ લેવાની આશંકા આવી હોય તેમના દંડ થયા છે. તેમાંથી પ્રજામંડળને થોડી માહિતી મળી છે તે નીચે આપી છે:—

### હડાળા

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧. | ગટાર પટેલ | ... | ... | રૂા. | ૩,૦૦૦ |
| ૨. | પંડ્યા નાગર લક્ષ્મીશંકર | ... | ... | ” | ૨,૦૦૦ |
| ૩. | કાભાઈ | ... | ... | ” | ૨,૦૦૦ |
| ૪. | પરશોતમ પુંજા | ... | ... | ” | ૧,૦૦૦ |
| ૫. | કોળી કેશવ હીરજી | ... | ... | ” | ૯૦૦ |
| ૬. | અમરશી વસતા | ... | ... | ” | ૧,૦૦૦ |
| ૭. | કાળુભાઈ દિપસિંહજી | ... | ... | ” | ૫૫૧ |
| ૮. | ભરવાડ નાના સાંગા | ... | ... | ” | ૫૫૧ |
| ૯. | પટેલ જેરામ મોહન | ... | ... | ” | ૫૫૧ |
| ૧૦. | સોલંકી કેહુ નથુ | ... | ... | ” | ૫૦૧ |

| | | | |
|---|---|---|---|
| ૧૧. કોળી પોપટ કુબેર | ... | ... ,, | ૫૦૧ |
| ૧૨. જેસીંગ સોલંકી | ... | ... ,, | ૧૦૦ |
| ૧૩. નારાણ કુબેર | ... | ... ,, | ૧૦૦ |
| ૧૪. શુરા ભરવાડ | ... | ... ,, | ૧૦૦ |
| ૧૫. દેવુ જોધવ | ... | .. ,, | ૧૦૦ |
| ૧૬. ઘેલા (ભરવાડ) | ... | ... ,, | ૩૦૦ |
| ૧૭. આપા રાઠોડ | ... | ... ,, | ૩૦૦ |
| ૧૮. રામભાઈ રાઠોડ | ... | ... ,, | ૧૦૦ |
| ૧૯. ભાલિયા (હરિજન) | ... | .. ,, | ૧૦૦ |
| ૨૦. અમરા (હરિજન) | ... | ... ,, | ૧૦૦ |
| ૨૧. એક હરિજન | ... | ... ,, | ૫૧ |
| ૨૨. એક હરિજન | ... | ... ,, | ૫૧ |

હડાળાનો સરવાળો ... રૂ ૧૩,૯૫૭

## પાણશીણા

| | | | |
|---|---|---|---|
| ૨૩. પટેલ વીઠલ ડાહ્યા | ... | ... રૂ. | ૨,૫૦૦ |
| ૨૪. રામજી પૂંજા | ... | ... ,, | ૭૫૦ |
| ૨૫. રામુ ડાભી | ... | ... ,, | ૨૫૦ |
| ૨૬. દેવરાજ કણબી | ... | ... ,, | ૫૦૧ |
| ૨૭. કોળી રાજા | ... | .. ,, | ૫૦૧ |
| ૨૮. ગફલ પઢાર | ... | ... ,, | ૧૦૦ |

પાણશીણા રૂ. ૪,૬૦૨

## વખતપુર

| | | | |
|---|---|---|---|
| ૨૯. પટેલ હ્નુ રાધા | ... | ... રૂ. | ૧,૦૦૧ |
| ૩૦. પટેલ મેપા અને પટેલ કાનુ | ... | .. ,, | ૫૦૧ |
| ૩૧. ગણેશ પટેલ અને હીરજી પટેલ | ... | ... ,, | ૧૦૧ |

વખતપુર સરવાળો રૂ. ૧,૬૦૩

આખો સરવાળો રૂ. ૨૦,૧૬૨

## લીંબડી શહેરમાં રાજ્યે દુકાનો તોડીને માલ ઉપડાવ્યો

| વેપારીઓનાં નામ | | | માલની કિંમત |
|---|---|---|---|
| ૧. શ્રી. ભગવાનદાસ હરખચંદ | ... | ... | રૂ. ૭,૫૦૦ |
| ૨. શ્રી. ચીમનલાલ લાલચંદ | ... | ... | ,, ૫,૦૦૦ |
| ૩. શ્રી. નાનચંદ પ્રાગજી | ... | ... | ,, ૮૦૦ |
| ૪. શ્રી. પ્રાણુલાલ મગનલાલ | ... | ... | ,, ૩,૨૦૦ |
| ૫. શ્રી. ચત્રભજ અમરશી | ... | ... | ,, ૨,૮૦૦ |
| સરવાળો ... | | | રૂ. ૧૯,૩૦૦ |

લીંબડી પાછા ફરવા માગતા હિજરતીઓ પર કશો પ્રતિબંધ ન હોવા છતાં તેમને ભારે દંડ ભર્યા વગર પાછા ફરવા દેવામાં આવતા નથી. કેટલાક દંડોની વિગત નીચે પ્રમાણે છેઃ—

### લીંબડી પાછા ફરેલા હિજરતીઓ પર નખાયેલા દંડ

| | | | |
|---|---|---|---|
| ૧. શ્રી. પ્રાણુલાલ મગનલાલ | ... | .... | રૂ. ૭,૦૦૧ |
| ૨. શ્રી. ચત્રભુજ અમરસી | ... | ... | ,, ૩,૫૦૦ |
| ૩. શ્રી. લાલચંદ ચુનીલાલ | ... | ... | ,, ૨,૫૦૧ |
| ૪. શ્રી. ચિત્રલાલ પુરાભા | ... | ... | ,, ૧,૭૫૧ |
| ૫. શ્રી. મેસર્સ પટવા બ્રધર્સ | ... | ... | ,, ૧,૫૦૦ |
| ૬. શ્રી. ચન્દુલાલ ત્રીભોવનદાસ | ... | ... | ,, ૭૫૧ |
| ૭. શ્રી. નાનચંદ પ્રાગજી | ... | ... | ,, ૭૦૧ |
| ૮. શ્રી. હરગોવનદાસ પુરદાસ | ... | ... | ,, ૪૦૧ |
| ૯. શ્રી. મગનલાલ શામજી | ... | ... | ,, ૪૦૦ |
| ૧૦. શ્રી. ધનજી કાકા | ... | ... | ,, ૩૭૫ |
| ૧૧. શ્રી. માણેકચંદ મોતીચંદ | ... | ... | ,, ૩૫૬ |
| ૧૨. શ્રી. રાઘવજી લવજી | ... | ... | ,, ૩૨૫ |
| ૧૩. શ્રી. છિતલાલ કાનજીદાસ | ... | ... | ,, ૩૧૦ |
| ૧૪. શ્રી. અમુ મણિઆર | ... | ... | ,, ૨૫૦ |
| ૧૫. શ્રી. છોટાલાલ દોશી | ... | ... | ,, ૨૨૫ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧૬. | શ્રી. નાનચંદ મણીઆર | ... | ... | ” | ૧૫૦ |
| ૧૭. | શ્રી. નથુ નરશી | ... | ... | ” | ૧૫૦ |
| ૧૮. | શ્રી. ગોકળદાસ પાનાચંદ | ... | ... | ” | ૭૫ |
| ૧૯. | શ્રી. સુખલાલ પ્રેમચંદ બક્રી | ... | ... | ” | ૭૫ |
| ૨૦. | શ્રી. જીવણલાલ લાલચંદ | ... | ... | ” | ૫૦ |
| ૨૧. | શ્રી. વાડીલાલ પાનાચંદ | ... | ... | ” | ૨૫ |
| ૨૨. | શ્રી. સુખલાલ છગનલાલ | ... | ... | ” | ૨૫ |
| ૨૩. | શ્રી. નરોતમદાસ ત્રીભોવનદાસ | ... | ... | ” | ૨૫ |
| | | | ટોટલ ... | | રૂા. ૨૦,૯૧૭ |

## રૂખસદ

રાજ્યના બધા વણિક નોકરોને રૂખસદ આપવામાં આવી છે અને તેમનાં પેન્શન બંધ કર્યાં છે. આઠ બ્રાહ્મણ જેઓ હડાળા (ભાલ) તરફ સિક્ષકો હતા તેમને એકસામટી રજા આપવામાં આવી છે. પ્રજામંડળની પ્રવૃત્તિઓ સાથે આડકતરો સંબંધ રાખનાર વકીલોની સનંદો રદ કરવામાં આવી છે.

# હિજરતી ખેડૂતોની જપ્ત થયેલી માલ-મિલકત

| નં. | નામ. | જપ્ત કરેલાં ઘર | | ખેતર | | ઢોર માટે ઘાસ રૂ. નું | નવો પાક | | કૂલ | રિમાર્ક |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | | સંખ્યા | કિં. રૂા | વિઘા | કિં. રૂા. | | મણ | કિ. રૂા. | રૂા | |
| | **બળોલ** | | | | | | | | | |
| ૧ | સુર જેઠીભાઈ હુદાભાઈ | ૧૨ | ૭૦૦૦ | ૪૦૦ | ૧૦,૦૦૦ | ૨૫ | ૨૦૦૦ | ૩૦૦૦ | ૨૦,૦૨૫ | |
| ૨ | ચૌહાણ રાજાભાઇ જેઠાભાઇ | ૩ | ૧૫૦૦ | ૨૨૫ | ૪૦૦૦ | ૨૦૦ | ૪૦૦ | ૭૦૦ | ૬૪૦૦ | |
| ૩ | પટેલ દાજી ધુલા | ૨ | ૭૦૦ | ૧૦૦ | ૩૦૦૦ | ૫૦૦ | ૩૦૦ | ૫૦૦ | ૪૭૦૦ | |
| ૪ | ચૌહાણ નાગજી નારાણ | ૧ | ૩૦૦ | ૧૫૦ | ૪૦૦૦ | ... | ૩૦૦ | ૫૦૦ | ૪૮૦૦ | |
| ૫ | સીધવ નારાણ સાજન | ૪ | ૧૦૦૦ | ૧૫૬ | ૪૦૦૦ | ૧૦૦ | ૫૦૦ | ૮૦૦ | ૫૯૦૦ | |
| ૬ | પટેલ મોહન ગોગા | ૩ | ૧૦૦૦ | ૧૫૦ | ૪૦૦૦ | ૧૦૦ | ૬૦૦ | ૧૦૦૦ | ૬૧૦૦ | |
| ૭ | પરમાર ડાયા તેજા | ૩ | ૧૦૦૦ | ૧૩૫ | ૩૫૦૦ | ... | ૩૦૦ | ૫૦૦ | ૫૦૦૦ | |
| ૮ | બુટિયા તળશી પુંજા | ૩ | ૧૦૦૦ | ૭૫ | ૨૫૦૦ | ... | ૨૦૦ | ૪૦૦ | ૩૯૦૦ | |
| ૯ | ગણેશ માના | ૪ | ૩૦૦૦ | ૧૫૦ | ૩૫૦૦ | ... | ૩૦૦ | ૫૦૦ | ૭૦૦૦ | |
| ૧૦ | ચાવડા માનસિંગ ભગવાન | ૪ | ૩૦૦૦ | ૨૧૫ | ૫૦૦૦ | ... | ૧૫૦૦ | ૨૫૦૦ | ૧૦,૫૦૦ | |
| ૧૧ | કોળી ધુડા હાથી | ૫ | ૧૨૦૦ | ૧૨૦ | ૨૦૦૦ | ૨૫૦ | ૧૦૦૦ | ૧૭૦૦ | ૫૧૫૦ | |
| ૧૨ | કોળી તળશી પુંજા | ૬ | ૧૦૦૦ | ૧૧૮ | ૨૫૦૦ | ૧૦૦ | ૬૦૦ | ૧૦૦૦ | ૪૬૦૦ | |
| ૧૩ | કોળી લાખા સધા | ૬ | ૧૫૦૦ | ૯૦ | ૧૮૦૦ | ૫૦ | ૫૦૦ | ૬૦૦ | ૩૯૫૦ | |
| ૧૪ | કોળી ગગજી હરીભાઇ | ૬ | ૧૨૦૦ | ૭૫ | ૧૫૦૦ | ૫૦ | ૩૦૦ | ૫૦૦ | ૩૨૫૦ | |
| ૧૫ | સીધવ પચાણ કરશન | ૩ | ૫૦૦ | ૯૦ | ૨૦૦૦ | ... | ૨૦૦ | ૩૫૦ | ૨૮૫૦ | |
| ૧૬ | ડાહીઆ ડાયા જેસા | ૨ | ૯૦૦ | ૧૫૦ | ૩૦૦૦ | ... | ૫૦૦ | ૭૫૦ | ૪૬૫૦ | |

| | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧૭ | પરમાર દામુ ગોવિંદ | ૧ | ૫૦૦ | ... | ... | ... | ૫૦ | ૧૦૦ | ૬૦૦ |
| ૧૮ | પરમાર તેજા | ૩ | ૧૦૦૦ | ૧૫૬ | ૪૦૦૦ | ૧૦૦ | ૬૦૦ | ૧૦૦૦ | ૬૧૦૦ |
| ૧૯ | પરમાર તળશી તેજા | ૩ | ૯૦૦ | ૧૦૦ | ૩૦૦૦ | ૧૦૦ | ૪૦૦ | ૬૦૦ | ૪૬૦૦ |
| ૨૦ | પરમાર ઠાકરસી લક્ષ્મણ | ૩ | ૧૦૦૦ | ૧૫૦ | ૪૦૦૦ | ૧૦૦ | ૩૦૦ | ૫૦૦ | ૫૬૦૦ |
| ૨૧ | પટેલ લખમણ ગણેશ | ૪ | ૧૨૦૦ | ૭૫ | ૨૦૦૦ | ૫૦ | ૬૦૦ | ૧૦૦૦ | ૪૨૫૦ |
| ૨૨ | પટેલ કુંવરા સના | ૨ | ૭૦૦ | ૨૫ | ૫૦૦ | ... | ૩૦૦ | ૫૦૦ | ૧૭૦૦ |
| ૨૩ | પટેલ ગેમાર રાણા | ૧૨ | ૨૦૦૦ | ૧૫૦ | ૪૦૦૦ | ૧૨૫ | ૩૦૦ | ૫૦૦ | ૬૬૨૫ |
| ૨૪ | પટેલ રામ પુરશોત્તમ | ૨ | ૫૦૦ | ૯૦ | ૩૦૦૦ | ૨૫ | ૩૦૦ | ૫૦૦ | ૪૦૨૫ |
| ૨૫ | કોળી પોપટ ઓઘડ | ૨ | ૫૦૦ | ... | ... | ૧૦૦ | ૨૦૦ | ૩૦૦ | ૯૦૦ |
| ૨૬ | ગોવિંદ નારણ | ૨ | ૫૦૦ | ૫૦ | ૧૫૦૦ | ... | ૩૦૦ | ૫૦૦ | ૨૫૦૦ |
| | **જસાપુર** | | | | | | | | |
| ૨૭ | કોળી મયુર પુના | ૭ | ૧૫૦૦ | ૨૫૦ | ૩૦૦૦ | ૬૦૦ | ૮૦૦ | ૧૫૦૦ | ૬૬૦૦ |
| ૨૮ | કોળી હરિ ઉનુ | ૪ | ૧૨૦૦ | ૭૦ | ૨૦૦૦ | ૧૨૫ | ૨૫૦ | ૪૫૦ | ૩૮૦૦ |
| ૨૯ | કોળી શિના પુના | ૫ | ૧૦૦૦ | ૭૦ | ૨૦૦૦ | ૧૨૫ | ૨૦૦ | ૪૦૦ | ૩૫૨૫ |
| ૩૦ | કોળી લક્ષ્મણ વશરામ | ૪ | ૧૦૦૦ | ૭૦ | ૨૦૦૦ | ૧૫૦ | ૩૦૦ | ૫૦૦ | ૩૫૫૦ |
| ૩૧ | કોળી ઓઘડ માધા | ૩ | ૮૦૦ | ૮૦ | ૨૦૦૦ | ૧૩૫ | ૩૦૦ | ૫૦૦ | ૩૪૩૫ |
| ૩૨ | કોળી છગન અનુ | ૩ | ૯૦૦ | ૧૫ | ૨૦૦ | ૨૫ | ૩૦૦ | ૫૦૦ | ૧૬૨૫ |
| ૩૩ | સોલકી રાજા રામુ | ૨ | ૭૦૦ | ૧૦૦ | ૪૦૦૦ | ૫૦ | ૩૦૦ | ૫૦૦ | ૫૨૫૦ |
| | **દેવપરા** | | | | | | | | |
| ૩૪ | કોળી કલ્યાણ વશરામ | ૪ | ૫૦૦ | ૩૫ | ૪૦૦ | ૫૦ | ૧૫૦ | ૩૦૦ | ૧૨૫૦ |
| ૩૫ | કોળી રામજી જેસિંગ | ૨ | ૨૦૦ | ૫૦ | ૫૦૦ | ... | .. | ... | ૭૦૦ |
| ૩૬ | કોળી નાતુ હાજી | ૪ | ૩૦૦ | ૩૫ | ૪૦૦ | ... | ૧૦૦ | ૧૫૦ | ૮૫૦ |
| ૩૭ | કોળી ગેલા અમરશી | ૪ | ૪૦૦ | ૩૫ | ૪૦૦ | ૨૫ | ૨૫ | ૪૦ | ૮૬૫ |

| નં. | નામ. | જપ્ત કરેલાં ઘર સંખ્યા | જપ્ત કરેલાં ઘર કિં. રૂ | ખેતર વિઘાં | ખેતર કિં. રૂ. | ઢોર માટે ઘાસ રૂ. | નવો પાક મણ | નવો પાક કિં. રૂ. | કુલ | રિમાર્ક |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૩૮ | કોળી મોતી જીવરાજ | ૭ | ૧૦૦૦ | ૧૫૦ | ૫૦૦૦ | ... | ૭૦૦ | ૧૦૦૦ | ૭૦૦૦ | |
| ૩૯ | કોળી દેવા રાયસિંગ | ૪ | ૧૦૦૦ | ૧૬૦ | ૩૦૦૦ | ૧૦૦ | ૩૦૦ | ૫૦૦ | ૪૬૦૦ | |
| ૪૦ | કોળી નાનુ ગોકળ | ૪ | ૫૦૦ | ૪૮ | ૫૦૦ | ... | ૫૦ | ૧૦૦ | ૧૧૦૦ | |
| ૪૧ | રાજગ કરસન મોતી | ૩ | ૪૦૦ | ૪૫ | ૫૦૦ | ... | ૫૦ | ૧૦૦ | ૧૦૦૦ | |
| ૪૨ | કોળી મોતી લક્ષ્મણ | ૧ | ૧૫૦ | ૧૦૦ | ૧૦૦૦ | .. | ૫૦ | ૧૦૦ | ૧૨૫૦ | |
| ૪૩ | કોળી ખોડા વીસા | ૪ | ૧૦૦૦ | ૬૦ | ૧૫૦૦ | ૫૦ | ૩૦૦ | ૫૦૦ | ૩૦૫૦ | |
| ૪૪ | કોળી મૂળજી માંડણ | ૩ | ૧૫૦૦ | ૭૫ | ૨૫૦૦ | ૧૦૦ | ૬૦૦ | ૧૦૦૦ | ૫૧૦૦ | |
| | હુડાળા | | | | | | | | | |
| ૪૫ | કોળી મથુર પુના | ૮ | ૨૫૦૦ | ૧૫૦ | ૪૦૦૦ | ૨૦૦ | ૫૦૦ | ૮૦૦ | ૭૫૦૦ | |
| ૪૬ | કોળી ભૂદર ભીમા | ૮ | ૨૪૦૦ | ... | ... | ૧૨૫ | ૩૦૦ | ૫૦૦ | ૩૦૨૫ | |
| ૪૭ | કોળી માલા વજા | ૨ | ૫૦૦ | ૧૫ | ૨૦૦ | ૩૦ | ૨૦૦ | ૩૦૦ | ૧૦૩૦ | |
| ૪૮ | કોળી વશરામ ભીખા | ૨ | ૫૦૦ | ૧૫ | ૨૦૦ | .... | ૨૦૦ | ૩૦૦ | ૧૦૦૦ | |
| ૪૯ | કોળી પોપટ કેશા | ૨ | ૮૦૦ | ૪૦ | ૧૦૦૦ | ૨૫ | ૫૦૦ | ૮૦૦ | ૨૬૨૫ | |
| ૫૦ | કોળી હમાલ ધનજી | ૪ | ૧૦૦૦ | ... | ... | ૫૦ | ૭૦૦ | ૧૦૦૦ | ૨૦૫૦ | |
| ૫૧ | કોળી છગન નથુ | ૫ | ૧૨૦૦ | ૪૦ | ૧૦૦૦ | ૧૦૦ | ૩૦૦ | ૫૦૦ | ૨૮૦૦ | |
| ૫૨ | કોળી ગોંઘર ધનજી | ૩ | ૧૦૦૦ | ૩૫ | ૧૦૦૦ | ૫૦ | ૩૦૦ | ૫૦૦ | ૨૫૫૦ | |
| ૫૩ | કોળી કાનજી ધનજી | ૩ | ૧૦૦૦ | ૩૫ | ૧૦૦૦ | ૫૦ | ૩૦૦ | ૫૦૦ | ૨૫૫૦ | |
| ૫૪ | ચાડાણુ અગરસિંગ ભગતસિંગ | ૪ | ૧૫૦૦ | ૩૦૦ | ૫૦૦૦ | ... | .... | ... | ૬૫૦૦ | |

| | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૫૫ | લધુ પચાણ | ૪ | ૧૨૦૦ | ૨૦૦ | ૪૦૦૦ | [illegible] | ... | ... | ૫૪૦૦ |
| ૫૬ | માનસિગ કેશુ | ૪ | ૧૨૦૦ | ૨૦૦ | ૪૦૦૦ | ૨૫ | ... | ... | ૫૨૨૫ |
| ૫૭ | શિવુભા ભગતસિગ | ૨ | ૬૦૦ | ૧૦૦ | ૨૦૦૦ | ૨૫ | ... | ... | ૨૬૨૫ |
| ૫૮ | ચૌહાણ માના ગોબર | ૪ | ૧૫૦૦ | ૨૦૦ | ૪૦૧૦ | ૫૦ | ... | ... | ૫૫૫૦ |
| | વખતપુર | | | | | | | | |
| ૫૯ | કોળી જગા રઘા (હડાળા) | ૨ | ૭૦૦ | ૨૦૦ | ૪૮૦૦ | .... | ૬૦૦ | ૧૦૦૦ | ૫૭૦૦ |
| ૬૦ | ભીમા ભગવાન | ... | .. | ... | ... | ૧૦૦ | ૫૦૦ | ૧૦૦૦ | ૧૧૦૦ |
| | | ૨૨૬ | ૬૬,૨૫૦ | ૫૦૫૮ | ૧,૪૦,૬૦૦ | ૪૫૪૦ | ૨૨,૦૨૫ | ૩૬,૧૪૦ | ૨,૪૭,૫૫૫ |

હિજરત ન કરી હોય તેવાની માલમિલકત જપ્ત થઈ છે તે આ કોઠામાં બતાવેલ નથી.

# ગામડાંમાં જપ્તી, લૂંટ કે બીજી રીતે વેપારીઓએ ગુમાવેલ મિલકત

| નં. | નામ | ઘર | | ખેતર | | માખળમાં પડેલો પાક | | ઉઘરાણી રૂ. | કુલ | રિમાર્ક |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | | મ૦ખ્યા | કિં૦ રૂ. | વિઘાં | કિ. રૂ. | મણ | કિ. રૂ. | | | |
| ૧ | રતિલાલ રાયચંદ (દહાણા) | ૧૦ | ૭૦૦૦ | ૪૦૦ | ૭૦૦૦ | ૮૦૦ | ૧૦૦૦ | ૧૦,૦૦૦ | ૨૫,૦૦૦ | |
| ૨ | કેશવલાલ મગનલાલ ,, | ૧૨ | ૮૦૦૦ | ૪૦૦ | ૭૦૦૦ | ૧૦૦૦ | ૧૩૦૦ | ૨૫,૦૦૦ | ૪૧,૩૦૦ | |
| ૩ | ખાખાલાલ નેમચંદ ,, | ૨૦ | ૮૦૦૦ | ૫૦૦ | ૧૨,૦૦૦ | ૧૨૦૦ | ૧૬૦૦ | ૨૫,૦૦૦ | ૪૬,૬૦૦ | |
| ૪ | માણેકચંદ નેમચંદ (દહાણા) | ૧૨ | ૫૦૦૦ | ૫૦ | ૫૦૦ | ૧૦૦ | ૧૨૫ | ૫૦૦૦ | ૧૦,૬૨૫ | |
| ૫ | ભીખાભાઈ ઉજમશી ,, | ૧૨ | ૩૦૦૦ | ૧૨૫ | ૧૩૦૦ | ૧૫૦ | ૨૦૦ | ૬૦૦૦ | ૧૦,૫૦૦ | |
| ૬ | હેમચંદ ઓનારન ,, | ૨ | ૧૨૦૦ | .... | . | ... | . | ૮૦૦ | ૨૦૦૦ | |
| ૭ | શાન્તિલાલ લક્ષ્મીચંદ ,, | ૨ | ૧૦૦૦ | . | ... | ... | ... | ૪૦૦ | ૧૦૦૦ | |
| ૮ | દરમોરીદાસ જુઆરાભાઈ | ... | .... | .... | . . | ... | ... | ૪૦૦× | ૧૦૦૦ | × રૂા. ૬૦૦ ની કિંમતનો દુકાનનો વેચાઉ માલ |
| ૯ | આચરલાલ મોહનલાલ | ... | .... | | | ... | ... | ૨૫૦* | ૫૦૦ | * ઉપરાંત રૂા ૨૫૦ ની કિંમતનો દુકાનનો વેચાઉ માલ |
| ૧૦ | મોચી મોઢા આધુન | ... | ... | . | . | ... | ... | | ૨૦૦ | =દુકાનનો વેચાઉ માલ |

| નં. | નામ | ઘર | | ખેતર | | ખાળમાં પડેલો પાક | | ઉઘરાણી રૂ | કુલ | રિમાર્ક |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | | સંખ્યા | કિં. રૂ. | વિઘાં | કિ. રૂ. | મણ | કિ રૂ. | | | |
| ૧૧ | પીંજારા હાજીભાઈ ઉસમાન | ... | ... | ... | .... | ... | ... | ... | ૫૦ | ઘરવખરીનો સામાન |
| ૧૨ | વાણંદ નથુ પેના | ... | ... | ... | . | ... | ... | ... | ૫૦ | |
| ૧૩ | ભાઈલાલ ઉજમશી | | ૫૦૦ | ... | .. | ... | ... | ... | ૧૦૦૦ | રૂ. ૧૦૦ની કિંમતનો દુકાનનો વેચાઉ માલ અને રૂ. ૪૦૦ ની કિંમતનો ઘર વખરીનો સામાન |
| ૧૪ | શેઠ હેમચંદ શિવલાલ બબોલ | ૧૦ | ૫૦૦૦ | ૩૦૦ | ૨૫૦૦ | ૫૦૦ | ૮૦૦ | ૨૦,૦૦૦ | ૨૯,૮૨૩ | રૂ. ૧૦૦૦ ની કિંમતનો ઘરમાં પડેલ ઘરવખરીનો અને રૂ. ૫૨૩ ની કિંમતના માલની ચોરી |
| ૧૫ | શેઠ મણિલાલ શિવલાલ | ૧૦ | ૩૦૦૦ | ૩૦૦ | ૨૫૦૦ | ૪૦૦ | ૭૦૦ | ૧૦૦૦ | ૭૭૦૦ | રૂ ૫૦૦ ની કિંમતનો ઘરવખરીનો સામાન |

| | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧૬ | શેઠ પેપટલાલ છગનલાલ | ૨ | ૬૦૦ | ... | ... | ... | ... | ૩૪૦૦ | ૪૦૦૦ | |
| ૧૭ | શેઠ પાનાચંદ ત્રીકમલાલ | ૧૦ | ૩૦૦૦ | ૧૦૦ | ૧૦૦૦ | ૧૫૦ | ૩૦૦ | ૨૦૦૦ | ૭૩૮૨ | ૧૦૮૨/-. |
| ૧૮ | થોભણ કપુર (દેવપુરા) | ૨૦ | ૫૦૦૦ | ૫૦૦ | ૧૦,૦૦૦ | ૧૫૦૦ | ૨૦૦૦ | ૧૦,૦૦૦ | ૨૭,૦૦૦ | રૂા. ૨૦૦ ની કિંમતની ઘરવખરી |
| ૧૯ | જેઠાલાલ મથુર | ૧ | ૨૦૦ | ૧૫૦ | ૧૫૦૦ | ૧૫૦ | ૩૦૦ | ૮૦૦૦ | ૧૧,૨૦૦ ૧૨,૦૦૦* | પાણુશીણા ધાડને |
| ૨૦ | કાળુભાઈ ધનજી (પાણુશીણા) | ૫ | ૧૫૦૦ | ૧૫૦ | ૨૫૦૦ | ... | ... | ૮૦૦૦ | + ૧૨૦૦ ૨૦૦૦* | કારણે નં. ૨૦ અને ૨૨ બે વાર લૂંટાયા છે |
| ૨૧ | ઊટાલાલ પૂંજાભાઈ ,, | ૪ | ૫૦૦૦ | ૫૦ | | | | ... | + ૫૦૦૦ | |
| ૨૨ | નાથાલાલ પુરશોતમ ,, | .... | ... | ... | ... | | | | ૫૦૦ + ૬૦૦૦* ૩૦૦૦* | |
| ૨૩ | સુખલાલ જયરાજ ,, | ... | ... | ... | | | | | ૧૦૦૦* | |
| ૨૪ | નાગરદાસ છગનલાલ ,, | ... | ... | ... | ... | | | | ૨૦૦૦* | |
| ૨૫ | ચુનીલાલ પુંજાભાઈ ,, | .... | ... | ... | ... | | | | ૧૦૦૦* | |
| ૨૬ | કેશવલાલ છગનલાલ ,, | | | | | | | | | |
| ૨૭ | વલ્લભભાઈ છગનલાલ | | ... | ... | ... | | | | ૭૦૦* | |
| | (પાણુશીણા) | ... | ... | ... | ... | | | | ૧૦૦* | |
| ૨૮ | બુરાભાઈ ચુનીલાલ ,, | ... | ... | ... | ... | | | | ૧૦૧* | |
| ૨૯ | બીજા ત્રણ ,, | ... | ... | ... | ... | | | | ૪૦૦* | ચોરી |
| ૩૦ | સોની નાગરદાસ કાળીદાસ | .... | ... | ... | ... | | | | ૫૦૦* | ચોરી |
| ૩૧ | શાહ છનીવદાસ | ⋮ | ... | ... | | | | | | |
| ૩૨ | શાહ ત્રંબકલાલ | ⋮ | ... | ... | ... | | | | ૫૦૦૦* | ચોરી |
| ૩૩ | સોની કાનજી ડાહ્યાભાઈ | | ... | ... | ... | | | | | |

# આગેવાનોના અભિપ્રાયો

## જાનમાલની કોઈ સલામતી નહિ

### સરદાર વલ્લભભાઈ પટેલનું નિવેદન

તા. ૮ મી ફેબ્રુઆરી ૧૯૩૯ના રોજ સરદાર વલ્લભભાઈ પટેલે બહાર પાડેલું નિવેદન



કાઠિયાવાડના લીંબડી રાજ્યમાંથી આઘાતજનક સમાચાર મળ્યા છે, જે ન માનવાને મારી પાસે કોઈ કારણ નથી, કારણ કે મેં મોકલેલ પ્રજામંડળના વિશ્વાસુ કાર્યકરોએ પૂરતી તપાસ કરીને એ મોકલ્યા છે.

રાજકોટનું સમાધાન રેસીડેન્ટને ગમ્યું ન હતું અને પાછળથી તોડી નાખવામાં આવ્યું છે. તે સમાધાન પછી તરત જ કાઠિયાવાડના બધા રાજવીઓ રેસીડેન્ટના આમંત્રણથી રાજકોટ રેસીડેન્સીમાં મળેલા અને તેમણે પોતપોતાના રાજ્યોમાં પ્રજામંડળોને દાબી દેવાની સામાન્ય નીતિ નક્કી કરી દેખાય છે. ત્યારથી જાતજાતના દમનકારી પગલાં કેટલાક રાજ્યોમાં ભરવામાં આવ્યાં છે.

મુસલમાન, ગરાસિયા, ખાવાન વગેરે જેવાની લઘુમતીઓ પ્રજામંડળ સામે ખડી કરવામાં આવી છે અને જવાબદાર રાજ્યતંત્રની મા . ી નાની પ્રવૃત્તિને કચડવા અને તોડી નાખવા તેઓને ઉશ્કેરવામાં આવ્યા છે.

રેસીડેન્ટની દરમિયાનગીરીથી રાજકોટ ઠાકોરના પવિત્ર કોલના ભંગ માટે માન અને ભયનું ગાંડું તાંડવ થયું. પણ લીંબડીએ તો ઠાકોરની જંગાલિયત અને પાશવ રીતિએ તે સૌથી ટપી ગયેલ છે. કેટલાક ગામોના ૮ ના ગુના માટે,

તરવારો ધારિયા, છરીઓ વગેરે લઇને પ્રજામંડળના કાર્યકરો પણ તૂટી પડ્યા, કેટલાક લોકો પર ઘાતકી રીતે હુમલા કર્યા, કેટલાક ઘરો પર ગોળીબાર કર્યો, હજારો રૂપિયાની મિલકત લૂટી ગયા અને પોતાની સાથે લાવેલ કેટલીક મોટરોમા નાખીને માલ લઈ ગયા. આ ધાડપાડુઓમાંથી કેટલાક રાજ્યના નોકરો તરીકે ઓળખાઇ ગયા હતા. તેમના ઉપયોગમા મોટરનો આવો કારયો હોય તે વાત ઘણી સૂચક છે. અહેવાલ સાચો હોય તો લીંબડી રાજ્યમાં જાનમાલની સલામતી નથી. આજ સુધી કોઇ પણ જાતનો પગલા ભરવામા આવ્યા નથી કે આ સબંધી ઠાકોરસાહેબના પેટનુ પાણી હલ્યુ નથી. ઠાકોરસાહેબના આ વલણ સામે વિરોધ દર્શાવવા રાજ્યના ત્રણેક હજાર પ્રજાજનોએ ૪૮ કલાકથી રાજમહેલ સામે ઉપવાસ આદર્યા છે. પ્રજાજનોએ વાઇસરોય અને મહાત્મા ગાંધીજીને તાર કર્યા છે.

આ હકીકતો અમુક અંશે જ માનીએ તો પણ બીજે જેવી રીતિઓ અખત્યાર કરવામા આવી છે તેમ પ્રજામંડળને કચરી નાખવાનો વ્યવસ્થિત પ્રયત્ન અજમાવાઈ રહ્યો છે એ નિઃશંક છે. જંગલી યુગના આ આખળ્ડ અવશેષોને જો બ્રિટિશ રેસીડેન્ટ રક્ષણ આપવા આતુર હોય તો મને આશ્ચર્ય થાય છે કે હથિયાર વિનાની નિર્દોષ પ્રજાને રક્ષણ આપવાની કોઈ જવાબદારી સ્વીકારતા હોય ગાધીજી જેને "વ્યવસ્થિત ગુંડાશાહી" કહે છે તે જ આ નથી? પડોશી પ્રાન્તની કોંગ્રેસ સરકાર માત્ર તટસ્થ પ્રેક્ષક તરીકે ઊભી ઊભી જોયા કરે એવી શી આશા રખાય છે?

•

## લીંબડીની અંધેરશાહી

### ૨૬મી ફેબ્રુઆરીના 'હરિજનબંધુ'માં મહાત્મા ગાંધીજીએ લખેલો લેખ

લીંબડી કાઠિયાવાડમા આવેલુ દેશીરાજ્ય છે રાજ્ય પ્રગતિમાન કહેવાતુ. ત્યાના ઘણા કાર્યકર્તાઓને ઓળખવાનુ સદ્ભાગ્ય મને છે તેઓ, શાણા, સેવાભાવી અને પરિશ્રમી છે ઘણા રાજ્યોમા થયુ તેમ લીંબડીમા પણ ભારે લોક-જાગૃતિ આવી. કાર્યકર્તાઓ તેમના પ્રગતિશીલ યુવરાજ માટે ભારે અભિમાન લેતા. પણ હવે તેમને ખબર પડી છે કે આ યુવરાજે પશ્ચિમના દેશોની મુખત્યારશાહીના કેટલાક વિચિત્ર ખ્યાલો કેળવ્યા છે નાના સરખા લીંબડી શહેરમા યુવરાજ સુધારકોનો હાથ છૂટો મૂકતા પણ ગામડામા તેમણે જવાનુ નહોતુ ગામડામા એમને કોઈની પણ દખલગીરી વગર પોતાને મનગમતા અખતરા કરવા હતા લીંબડીના કાર્યકરોએ

માન્યુ કે ગામડાની પ્રજામાં કામ કરવાનો યુવરાજના જેટલો જ તેમને પણ હક છે ખાસ કરીને એ કારણસર કે ગામડાની જનતા જોડે તેમનો સબધ બધાયો હતો આથી તેમણે ગામડાઓમા જવાની હિમ્મત કરી, જેનું પરિણામ નીચે આપેલા તારમા વર્ણવ્યુ છે



ગાધીજી

"લાઠીઓ ધારિયા, દેશી બદૂકો તલવારો કુહાડીઓ વગેરેથી સજ્જ થયેલા ઓછામા ઓછા ૮૦ માણસો ૫ મી તારીખ (ફેબ્રુઆરી)ની મધરાતે પાટાશીણા ગામ પર તૂટી પડ્યા ત્રણથી પાચ જણની ટુકડીઓએ ઝાપે ચોકી રાખી વીસની બે ટુકડીઓ ગામમા ફરી વળી અને પ્રજામડળના કાર્યકર્તાઓના તેમ જ તેની પ્રવૃત્તિઓ જોડે સહાનુભૂતિ ધરાવનારાઓના ઘરો લૂટવા માટે પસદ કર્યાં સૌથી પહેલા પ્રજામડળની ઓરીસે જઈ તેને બહારથી સાકળ મારી જેથી અદર સૂતેલા સ્વયસેવકો બહાર નીકળી ન શકે પછી એક ટોળી ગામના જાણીતા વેપારી અને પ્રજામડળના કાર્યકર્તા શ્રી છોટાલાલને ઘર જઇને તેમની તથા તેમના પત્ની પર ઘાતકી રીતે હુમલો કર્યા બાઇને ગભીર ઇજાઓ થઇ છે અને ગુહ્ય ભાગો પર પણ ઇજાઓ છે પ્રજામડળની ત્યાની શાખાના પ્રમુખ પર તલવારનો હુમલો થયો અને જખમથી તેમનુ ફેફસુ વીંધાયુ છે આશરે ૩૦ માણસોને ગભીર ઈજા થઇ છે આગળ પડીને પ્રજામડળનુ કામ કરનારા સભ્યોના ૧૦-૧૨ ઘરોમાથી મળીને લગભગ ૬૦ ૦૦૦ રૂા ની મતા લૂટી ગયા છે ધાડપાડુઓએ લગભગ બે કલાક સુધી હવામા તેમ જ ઘરો ઉપર બદૂકોના ભડાકા ચાલુ રાખેલા

અહીંથી પછી બે ગાઉ પર રબોલ ગામે ગયા ત્યા પણ એ જ કર્યું પ્રજા-ચળવળ જોડે સહાનુભૂતિ ધરાવનારા ત્રણ સોની તથા એક વણિકને ગભીર ઇજાઓ થઈ છે અને રૂા ૧૦૦૦૦ જેટલી કિંમતનો માલ લૂટાયો છે શિયા-ણીમા આજે જેચદ વાલજી નામના વાણિયા ઉપર છરીનો હુમલો થયો છે અને ચાર જગાએ જખમ પડ્યા છે તેની બહેનને પણ માર પડ્યો છે

ધાડમા રાજ્યના અમલદારોનો હાથ હોવાની સબળ શકાના લોકોને કારણો છે ધાડપાડુઓમાના કેટલાકને રાજ્યના પગી તેમ જ પટાયતાઓ તરીકે લોકોએ ઓળખ્યા હતા રાજ્યના પગી પટાયતાઓ પ્રજામડળના કાર્યકરોને તેમ જ સહાનુભૂતિ ધરાવનારાઓને ગયા અઠવાડિયાથી બરોબર ધમકીઓ આપી રહ્યા હતા કે તેમને લૂટવામા તેમ જ મારવામા આવશે આઠેક મોટરોમા તથા બે મોટરખટારાઓમા લૂટેલો માલ ઉપાડી ગયા. આ બધી મોટરો ખાનગી રાખ્સોએ પૂરી ન જ પાડી હોય બે કલાક હવામા ચાલેલા ગોળીબારમા વપરાયેલા સખ્યાબધ કારતૂસ પણ ખાનગી મનુષ્ય પાસેથી ન મળી શકે રાજ્યની પોલીસે હજુ કશી તપાસ શરૂ કરી નથી. પચનામા પણ નથી કર્યા કશી દાદની

મદદ રાજ્યે લીંબડીથી મોકલી નથી. ઠાકોરસાહેબ પાસે જઇ આવ્યા છતાં તેમણે કશું સખ્ત પગલું લીધું નથી. બીજાં ગામડાંઓમાં પણ રાજ્યના પસા-યતાઓ આવી જ ધાડોની ધમકી આપી રહ્યા છે.

આ બનાઉ બનેલા ગુંડાગીરીના બનાવો શકાને મજબૂત કરે છે. લણુ ગામે અક્તિબની મોટર પર ગુમાનીના માણસોએ હુમલો કરેલો, શિયાણીમાં પ્રજામંડળની મોટર તોડી નાખેલી ને તેના ડ્રાઇવર તથા કાર્યકર્તાને માર મારેલો. રાસકા ગામે પ્રજામંડળના સભ્યોને માર પડેલો, શિયાણી ગામે સ્વયંસેવકોના ઉપરીને ગામના પસાયતાએ ખૂનની ધમકી આપેલી અને એ ગામમાં ડાંગો, ધારિયાં તેમજ છરીઓ લઇને ત્રીસ જેટલા ગુંડાઓ ફાવે તેમ ફરતા—આવી આવી કેટલીયે બિનાઓ પરથી અહીંયા શકા નથી રહી કે તાજેતરમાં ચાલુ થયેલી પ્રજાકીય ચળવળને દાબી દેવા રાજ્યે સંગઠિત ગુંડાગીરી ચાલુ કરી છે. કેટલીયે વાર ઠાકોરસાહેબનું આ બનાવો તરફ ધ્યાન ખેંચ્યું પણ ફોગટ. છેલ્લી ધાડના કૃત્ય સામે નગરશેઠ લાલચંદભાઇ, તેમજ શ્રી. દુર્લભજી ઉમેદચંદ, શ્રી. અમુલખ અમીચંદ જેવા આગેવાન શહેરીઓ સાથે ૪૦૦ થી ૫૦૦ લોકોએ અપવાસ આદર્યા છે ને રાજમહેલ સામે રાતદિવસ બેસી રહે છે. આજ સવારથી બીજા ત્રણેક હજાર લોકો જોડાયા છે રાજ્ય સામે પ્રજાનો પુણ્યપ્રકોપ ભડકી ઊઠયો છે. પ્રજા અદ્‌ભુત અહિંસાવૃત્તિ દાખવી રહેલ છે અને આવી પડે તેનો સામનો કરવા તૈયાર છે."

તેમણે તેમના પ્રજાપરિષદનું અધિવેશન ભરવાની જાહેરાત કરવાની પણ હિમ્મત કરી અને તેનું પરિણામ મારા ઉપર આવેલા નીચલા તારમાં વર્ણવવામાં આવ્યું છે :

"પ્રજાપરિષદની બેઠક આવતી કાલે રાખી છે. તેને તોડી પાડવા સંખ્યાબંધ ગુંડાઓને લીંબડીમાં આણવામાં આવ્યા છે. લોકોનું માનવું છે કે રાજ્યના અધિકારીઓનો આમાં હાથ છે. આવી શકાને સારુ સબળ કારણો છે. શહેરમાં બધે આખો દિવસ લાઠીઓ, ખુલ્લી તરવારો, બંદૂકો અને ધારિયાં લીધેલા ગુંડાઓનાં ટોળાં સરેઆમ ઘૂમી રહ્યાં છે. તેમાંના કેટલાકે અમુક સ્ત્રીઓ પર હુમલો કરવા પ્રયત્ન કર્યો. મુંબઇવાળા જાણીતા વેપારી શેઠ અમુલખ અમીચંદ વચ્ચે પડયા અને 'સ્ત્રીઓને બદલે જોઇએ તો મને મારો' એમ કહ્યું; શેઠ દુર્લભજી ઉમેદચંદ તથા ભગવાનલાલ હરખચંદ પણ છ સ્વયંસેવકો સાથે પહોંચી ગયા. આ સ્વયંસેવકોને લાકડીઓનો માર પડયો. બીજે એક ઠેકાણે ગુંડાઓએ ભાવનગરવાળા વકીલ શ્રી પ્રહ્‌લાદરાય મોદીને પકડયા અને જ્યારે ખાતરી કરી લીધી કે તેઓ પ્રજામંડળના સભ્ય નથી ત્યારે જ તેમને છોડયા. શ્રી. ભોગીલાલ ગાંધીને ઉઘાડી તલવારવાળા ગુંડાઓએ ખૂન કરવાની ધમકી આપી શ્રી મનુભાઈ ઠાકરને ડાંગનો ફટકો પડયો. ગુંડાઓ પ્રજામંડળ ઓફિસ સામે ભૂમરાણ મચાવી રહ્યા છે શિયાણીવાળા ટપુભા જેઓ રાજ્યના નોકર છે અને જેમણે બે દિવસ પહેલાં એ ગામમાં પ્રજામંડળના સ્વયંસેવકોને માર્યા હતા, તેમની સરદારી હેઠળ સ્થાનકવાસી ભોજનશાળા, જ્યાં ગામડાંઓમાંથી પરિષદ માટે આવેલા ખેડુતોનો ઉતારો છે

તેની બહાર ધૂમશાણ મચાવી રહ્યા છે. જે કોઈ બહાર આવે છે તેને ઠાર કરવાની ધમકી આપી રહ્યા છે. ગુંડાટોળીઓ રસ્તાઓ પર ફરી રહી છે. ઘેરો નખાયો હોય અને રાજ્યે લશ્કરી કાયદો જારી કર્યો હોય એવી સ્થિતિ વર્તી રહી છે. આને સારુ રાજ્ય જવાબદાર છે એમ લોકો માને છે. પ્રતિષ્ઠિત લોકોએ પોલીસ સુપરીન્ટેન્ડેટ નારૂખાને આમાના કેટલાક જોડે વાતો કરતા જોયા છે. ઘણા લોકોને ગામડાંમાથી બળજોરીએ આણ્યા છે અને શહેરના રસ્તાઓ પર ફરતાં ગુંડાઓના સરઘસોમા તેમને પરાણે ફેરવી રહ્યા છે. પ્રજા અદ્ભૂત અહિંસા જાળવી રહી છે અને પરિષદ ભરવાનો હક ભોગવવાને અંગે ગમે તેટલું વેઠવાના નિશ્ચયમાં મક્કમ છે."

આ પછી મેં જાણ્યુ છે કે દરબારસાહેબ તથા ભક્તિબાને ઉપલા તારમાં જણાવેલા ગૃહસ્થોઓ ઘેરી લીધેલાં ને બન્નેને સહેજ ઈજા થઈ હતી. આટલું કરીને ગુંડાઓએ પરિષદની બેઠક અટકાવ્યાનો ફરી વાર સંતોષ મેળવ્યો.

આ તારના સંદેશાઓને ન માનવાનું મને કશુય કારણ નથી. બિનાઓની જે ભરચક વિગતો તેમાં આપેલી છે તે ખાતરી ઉપજાવનારી છે. વળી જેમણે તે મોકલી છે તેમને હાથે જાણીજોઈને અતિશયોક્તિભરી કે બનાવટી વાત મોકલવાનો દોષ થવો હું અસંભવિત માનું છું.

આ બધી અંધેરશાહી છતા જો સુધારકો ફના થઈ જવાની તૈયારીવાળા હશે અને પ્રજામતના સાચા પ્રતિનિધિ હશે તો તેઓ જીતશે. બહારની પ્રજાનું તેમને પીઠબળ મળશે. સાર્વભૌમ સત્તા પણ શ્રી. પ્યારેલાલે લી વૉરનરના ગ્રંથના ઉતારા પ્રગટ કરીને સચોટ રીતે પુરવાર કરી આપ્યું છે તેમ તેમને મદદ આપવાને રાજ્યો જોડેના મૈત્રીના કોલકરારોની રૂએ બંધાયેલ છે. પણ સત્યાગ્રહીઓ જાણી લે કે સાચી મુક્તિનો ઉગમ અંતરમાં છે. એ અંતરાત્માની રક્ષા કરવી હશે અને જન્મસિદ્ધ હક જેવી સ્વતંત્રતા મેળવવી હશે તો તે સારુ તેમણે પોતાનું સર્વસ્વ હોમવું પડશે.

અમને જણાવવામાં આવ્યું કે એ સવારથી દરબારશ્રીને તો જાણે કેદી જ રાખવામાં આવ્યા હતા. અમે ત્યાં એકેય પોલીસને જોયો નહિ.

ધાંધલખોર ટોળું આ રીતે એક માણસને કેદ રાખી શકે અને એ સબંધી રાજ્યના સત્તાધીશો કાંઇ જ કરી શકે નહિ એ અમારે માટે આશ્ચર્યજનક હતું.

અમે અમારા ઉતારા પર ગયાં ત્યાં અમને કહેવામાં આવ્યું કે, પરિષદમાં હાજરી આપવાને ગામડાંઓમાંથી આવેલાં સંખ્યાબંધ માણસોને ઘાયલ કરવામાં આવ્યાં છે. એટલે અમે એ જખમી માણસોને જોવાને સિવિલ હોસ્પીટલમાં અને પ્રજામંડળની છાવણીઓમાં ગયાં.

**અમે હોસ્પીટલમાં જતાં હતાં ત્યારે રાજ્યના ઉતારામાં, લાલ-લીલી પટી પહેરેલા લગભગ બસો માણસોને અમે બેઠેલા જોયા. ધાંધલમાં ભાગ લેવાને તેઓ ખાસ આવી પહોંચ્યા હોય અને રાજ્યની મેમાનગીરી ભોગવતા હોય એમ જણાતું હતું.**

જતાં જતાં અમે જોયું કે શહેરમાં બધી દુકાનો બંધ હતી, લોકો પણ ઘરના દરવાજા બંધ કરીને અમારા જેવાં જતાં આવતાંને બારીમાંથી જોયાં કરતાં હતાં. અને રસ્તાઓ પર કે ગલીઓમાં લાલ લીલી પટીઓવાળા લોકોનાં ટોળાં હરતાં ફરતાં હતાં.

હોસ્પીટલમાંનું દૃશ્ય તો ભારે કરુણ હતું.

પ્રજામંડળના કાર્યકર્તાઓ તો જખમી થયેલા માણસોને એક પછી એક લાવ્યે જ જતા હતા. એવાની તો લંગર હતી. એમને પાટાપીંડી કરાવીને પ્રજામંડળની છાવણીઓમાં લઈ જવામાં આવતાં હતાં. અને જેમને ગંભીર ઈજા થઈ હતી તેમને હોસ્પીટલમાં રોકી રાખવામાં આવતાં હતાં.

જખમી થયેલાં માણસોમાં અમે એક વિદ્યાર્થીને જોયો. એને તો આખે શરીરે મારવામાં આવ્યો હતો. બીજાઓને શરીરના જુદા જુદા ભાગો પર ઈજા થઈ હતી. કોઈને માથા પર કે કપાળ પર, નાક પર કે મોં પર, કોઈને હાથપગ પર કે છાતી-બરડા પર ઈજા થઈ હતી. અનેક માણસોનાં કપડાં તો લોહિયાળ બની ગયાં હતાં.

એમાંના બે ત્રણની હાલત તો ઘણી ગંભીર હતી. એક જુવાનનો પગ ભાંગી ગયો હતો અને તેને ખપાટમાં બાંધવામાં આવ્યો હતો. અનેક જખમી

# જે અમે નજરે જોયું

**મુંબાઈની** તક ધારાસભાનાં સભાસદ શ્રીમતી લીલાવતી મુનશી, અમદાવાદના જ્યોતિસંઘનાં પ્રમુખ શ્રીમતી લીલાવતી દેસાઈ, ગુજરાત પ્રાંતિક મહાસભા સમિતિના મંત્રી શ્રી. જીવણલાલ દીવાન, અમદાવાદ જીલ્લા સમિતિના મંત્રી શ્રી. અર્જુન લાલા, મુંબઈની કાઉન્સીલના સભાસદ શ્રી ચાતિલાલ શાહ સોલીસીટર અને અમદાવાદની મ્યુનિસિપાલિટીના સભાસદ શ્રી. કાલીદાસ જસકરણ ઝવેરીએ નીચેનું નીવેદન બહાર પાડયુ છે :—



શ્રીમતી લીલાવતી મુનશી

લીંબડીમાં દરબાર શ્રી. ગોપાળદાસ દેસાઈના પ્રમુખપદે તા. ૧૯મીએ જે પ્રજાપરિષદ ભરાવાની જાહેરાત થઈ હતી તે પ્રજાપરિષદમાં હાજરી આપવાને અમે તા. ૧૯ મીએ લીંબડી ગયાં હતાં.

સવારે ૧૧ વાગે અમે વઢવાણ જંકશન પહોંચ્યાં ત્યાં અમને ખબર પડી કે આગલી સાંજથી જ લીંબડીમાં ધાંધલ થયું છે અને દરબાર શ્રી. ગોપાળદાસને તોફાની ટોળાંએ શહેરમાં દાખલ થતા અટકાવ્યા છે.

બપોરે સાડા બાર વાગે લીંબડી સ્ટેશને પહોંચતાં જ અમને ખબર મળ્યા કે, સવારથી ફરી પાછું ધાંધલ થયું છે. પરિષદમાં હાજરી આપવા આવેલા સંખ્યાબંધ માણસોને ઇજા થઈ છે અને પ્રજામંડળના નેતાઓ અને સ્થાનિક કાર્યકરો, ધાંધલમાં જખમી થયેલા માણસોની સારવાર કરવામાં રોકાયા છે.

પરિષદ ભરવાનો તેમનો અડગ નિશ્ચય હતો છતાં તેઓ આવા જખમીઓની સારવાર કરવામાં રોકાઈ ગયા હતા તેથી અને વળી વાતાવરણ ઉગ્ર હતું તે કારણે પરિષદ ભરી શકાશે કે કેમ તે તેઓ ચોક્કસ કરી શકતા ન હતા.

અમને જણાવવામાં આવ્યું કે તે સવારે લાઠીઓ અને બીજાં હથિયારો રાખવાનો પ્રતિબંધ કરતી જાહેરાત રાજ્યે બહાર પાડી હતી.

શહેરમાં દાખલ થતાં જુદે જુદે ઠેકાણે લોકોને ટોળે મળેલા અમે જોયા. એઓના કેટલાઓ પાસે કાચા ચાકરાઓ હતા અને કેટલાક પાસે લાઠીઓ હતી. એ હરો લાલ કે લીલાં કપડાની પટી પણ પહેરેલી હતી.

દરબાર ગોપાળદાસ જ્યાં ઉતર્યા હતા તે મકાનના દરવાજા પાસે સશસ્ત્ર ભેલા માણસોનું એક ટોળું ભેગું થયેલું અમે જોયું.

અમને જણાવવામાં આવ્યું કે એ સવારથી દરબારશ્રીને તો જાણે કેદી જ બનાવવામાં આવ્યા હતા. અમે ત્યાં એકેય પોલીસને જોયો નહિ.

ધાંધલખોર ટોળું આ રીતે એક માણસને કેદ રાખી શકે અને એ સંબંધી રાજ્યના સત્તાધીશો કાંઇ જ કરી શકે નહિ એ અમારે માટે આશ્ચર્યજનક હતું.

અમે અમારા ઉતારા પર ગયાં ત્યાં અમને કહેવામાં આવ્યું કે, પરિષદમાં હાજરી આપવાને ગામડાંઓમાંથી આવેલાં સંખ્યાબંધ માણસોને ઘાયલ કરવામાં આવ્યાં છે. એટલે અમે એ જખમી માણસોને જોવાને સિવિલ હોસ્પીટલમાં અને પ્રજામંડળની છાવણીઓમાં ગયાં.

**અમે હોસ્પીટલમાં જતાં હતાં ત્યારે રાજ્યના ઉતારામાં, લાલ-લીલી પટી પહેરેલા લગભગ બસો માણસોને અમે બેઠેલા જોયા. ધાંધલમાં ભાગ લેવાને તેઓ ખાસ આવી પહોંચ્યા હોય અને રાજ્યની મેમાનગીરી ભોગવતા હોય એમ જણાતું હતું.**

જતાં જતાં અમે જોયું કે શહેરમાં બધી દુકાનો બંધ હતી, લોકો પણ ઘરના દરવાજા બંધ કરીને અમારા જેવાં જતાં આવતાંને બારીમાંથી જોયાં કરતાં હતાં. અને રસ્તાઓ પર કે ગલીઓમાં લાલ લીલી પટીઓવાળા લોકોનાં ટોળાં હરતાં ફરતાં હતાં.

હોસ્પીટલમાંનું દૃષ્ય તો ભારે કરુણ હતું.

પ્રજામંડળના કાર્યકર્તાઓ તો જખમી થયેલા માણસોને એક પછી એક લાવ્યે જ જતા હતા. એવાની તો લંગર હતી. એમને પાટાપીંડી કરાવીને પ્રજામંડળની છાવણીઓમાં લઈ જવામાં આવતાં હતાં. અને જેમને ગંભીર ઇજા થઈ હતી તેમને હોસ્પીટલમાં રોકી રાખવામાં આવતાં હતાં.

જખમી થયેલાં માણસોમાં અમે એક વિદ્યાર્થીને જોયો. એને તો આખે શરીરે મારવામાં આવ્યો હતો. બીજાઓને શરીરના જુદા જુદા ભાગો પર ઇજા થઈ હતી. કોઈને માથા પર કે કપાળ પર, નાક પર કે મો પર, કોઇને હાથપગ પર કે છાતી-બરડા પર ઇજા થઈ હતી. અનેક માણસોનાં કપડાં તો લોહિયાળ બની ગયાં હતાં.

એમાંના બે ત્રણની હાલત તો ઘણી ગંભીર હતી. એક જુવાનનો પગ ભાંગી ગયો હતો અને તેને ખપાટમાં બાંધવામાં આવ્યો હતો. અનેક જખમી

આદમીઓને લઈ જતી મોટરબસ અને જોઈ તો તેમા ૧૪ વર્ષના એક છોકરાને આખ નીચે ઈજા થઈ હતી, એમાથી લોહી વહ્યે જતુ હતુ.

અમે હોસ્પીટલમા હતા ત્યારે ૨૫-૩૦ માણસોનુ એક ટોળુ ત્યા આવ્યુ એ માણસો લાલ-લીલી પગીવાળા હતા પીળા સાફાવાળો એક આદમી તેમને દોરીને લાવતો હતો

અમને કહેવામા આવ્યુ કે એ માણસ જાણુ ગામનો મુખી છે એની પાસ નાનોની એક યાદી હતી તેમાથી તેણે નાનો વાચવા માડયા

મુખી જેમ જેમ નામો બોલતો ગયો તેમ હોસ્પીટલનો એક નોકર કેસના ફારમો ભરતો ગયો મુખી સાથે આવેલા માણસોમાથી એક પછી એક માણસ એ ફારમ લેતો ગયા

આમાના કોઈ માણસને કાઈ ઈજા થયેલી અમે જોઈ નહિ એટલે અનારાનાના શ્રીમતી લીલાવતી મુનશીએ જઈને 'એમને શી ઈજાઓ થઈ છે' તેની તપાસ કરી એમને કરડાકીભર્યો જવાબ મળ્યો 'એ ડાકટરને જોવાનુ છે'

પછી અમે પાજરાપોળ, પુરીબાઈ ધર્મશાળા અને ભોજનશાળામા ગયા ત્યાયે અમે જખમી થયેલા અનેક માણસોને જોયા એમાના કેટલાક તો સાવ નાના છોકરા હતા આ બધે સ્થળે ગામડાઓની સ્ત્રીઓ પોતાના પતિ પુત્રો માટે ભારે ચિતા સેવતી બેઠી હતી. એ બધી બહેનોને શ્રીમતી લીલાવતી મુનશીએ આશ્વાસન દીધુ

ભોજનશાળામા ગામડીઆઓ મોટી સખ્યામા જમા-થયા હતા. પ્રજામડળે તો પરિષદ ભરવાનો નિશ્ચય કરી જ નાખ્યો હતો પરિષદ બપોરે અઢી વાગે મળવાની હતી પણ તે જ્યા ભરાવાની હતી તે સ્થળ પર તો દરોડો પાડવામા આવ્યો હતો તેનો મડપ તોડી પાડવામા આવ્યો હતો અને તેનો કબજો લઈ લીધો હતો એટલે સ્થાનિક કાર્યકર્તાઓએ ત્યાને ત્યા જ પરિષદ ભરવાનુ નક્કી કર્યુ પરિષદના ચૂટાયેલા પ્રમુખ દરબારશ્રી ગોપાળદાસ બહાર નીકળી શકે તેમ ન હતુ એટલે શ્રીમતી લીલાવતી મુનશીના પ્રમુખપદે પરિષદ ભરાઈ

પરિષદે બે ઠરાવો પસાર કર્યા જવાબદાર રાજતત્ર પ્રાપ્ત કરવાના પ્રજાના નિરધારની જાહેરાતનો એક ઠરાવ હતો અને બીજો ઘોળકી છાદેર અને તેના આમના જુલ્મો અત્યાચારો અને અવ્યવસ્થા થઈ તેનો વિરોધ કરનારો ઠરાવ હતો આ બનાવો સબધી નિષ્પક્ષ પચ મારફત સ્વતત્ર તપાસ કરવાની માગણીનો પણ ઠરાવ થયો.

પરિષદ પૂરી થઈ તે પછી, દરબાર શ્રી. ગોપાળદાસને ઘેરો ખાલી જ્યાં રાખવામાં આવ્યા હતા ત્યાં અમે ગયાં. લાલ–લીલી પટીઓ પહેરીને અને હાથમાં લાઠીઓ રાખીને માણસોનાં ટોળાં એ મકાનના બધા દરવાજાઓ પર ઊભાં હતાં; તેઓ ઉશ્કેરાયલી મનોદશામાં હતાં. અમારામાંનાં બે-શ્રીમતી લીલાવતી મુનશી અને શ્રીમતી લીલાવતી દેસાઈ–અંદર ગયાં. પછી બાકીનાને અંદર જતાં અટકાવવામાં આવ્યા.

'બંધ કરો' 'બંધ કરો' એવી બૂમ ટોળાંઓ મારતાં હતાં. અમને અંદર જવા દેવા માટે તેમને અમે ઘણી મુશ્કેલીએ સમજાવી શક્યા. અમારી સાથે શ્રી. આત્મારામ ભટ હતા, એમનું ખમીસ ફાટી ગયું. અમારામાંના ત્રણની ખાદી ટોપી ખેંચી લેવામાં આવી અને અમારામાંના બે તો પાછળ જ રહી ગયા. એમાંના એક અમદાવાદના શ્રી. કાન્તિલાલ રૂવાળાને માથા પર લોખંડની લાઠીનો જબ્બર પ્રહાર પડયો; એને લોહી નીકળ્યું. એને પાટાપાડી કરવાં પડયાં.

શ્રી. શાંતિલાલ શાહ સામે ધક્કામુક્કી થઈ પણ જ્યારે એમના નેતાને એવી ખાતરી અપાઈ કે શ્રી. શાંતિલાલ તો મુંબઈથી આવ્યા છે ત્યારે વળી તેમને છેવટે જવા દીધા. ઘરમાંથી બહાર નીકળ્યા પછી એકે કહ્યું કે અમને જવા દેવા ટોળાંએ ખસી જવું. એટલે ટોળાં ખસી ગયાં.

બપોરે એકથી ચાર વાગ્યા સુધીમાં અમે ફર્યાં. તે દરમિયાન અમે ભાગ્યે જ એકપ પોલીસને જોયો; અને જે કેટલાક ત્યાં હતા તેમણે પણ ટોળાં પાસેથી હથિયાર લઇ લેવાનો કે તેમને અંકુશમાં રાખવાનો કંઇ પ્રયત્ન કર્યો નહિ.

સાંજે પાંચ વાગે અમે જૈન બોર્ડિંગમાં ગયા. ત્યાં પણ અમે ઘણાં જખમી થયેલાં માણસો જોયાં.

એ દરમિયાન, લાલ–લીલી પટીવાળા માણસોનાં ટોળાં વિખેરાઇ ગયાં હતાં. પણ તેમાંના કેટલાક તો ઓટલાઓ પર સ્વ. ઠાકોર સાહેબની પ્રતિમા છે તેની નજીક અને મુખ્ય રસ્તાના ફૂટપાથો પર બેઠા હતા.

મુખ્ય રસ્તા પર, અનેક સ્થળે, તે પછી હથિયારબંધ પોલીસ ગોઠવાઇ. તોફાનીઓ તો સાવ આનંદી હતા અને તેમણે જે 'પરાક્રમ' કર્યું તેના પરિણામની ગંભીરતા કોઇને હોય એમ લાગ્યુ નહિ. તેઓ તો મિત્રાચારીભરી રીતે પોલીસ સાથે છૂટથી વાતો કરતા હતા.

જૈન બોર્ડિંગમાં અમે ગયાં તે પહેલાં શ્રીમતી વિજયાબેન પારેખ અને શ્રી. બાપાલાલ દોશીને લઇ જતી મોટરકાર ઉપર હુમલો થયો હતો; અને તેને ભાંગ-

વામાં આવી હતી. અમે તે સ્થળે ગયા અને રસ્તા પર પડેલા કાચના ટુકડાઓ જોયા.

અમને મળેલી માહિતી પ્રમાણે, લગભગ છસો માણસોને ઇજા થઈ હતી, એમાંના બે ત્રણ તો ગંભીર સ્થિતિમાં હતા.

આ જખમી થયેલા માણસો બધાય પરિષદમાં હાજરી આપવા આવ્યા હતા. અમે જોઈ શક્યા છીએ તે પ્રમાણે તો પોલીસનાં કોઈ માણસને કે લાલ લીલી પટ્ટી પહેરેલા કોઈ માણસને કાંઈ ઇજા થઈ ન હતી. લાલ-લીલી પટ્ટી પહેરનારા સિવાય બીજા કોઈ માણસ પાસે લાઠી કે બીજું કોઈ હથિયાર હતું પણ નહિ. આવા જબ્બર હુમલાઓ સામે પણ પ્રજાએ તો નિઃસીમ અહિંસા જાળવી રાખી હતી.

પ્રજામંડળના નેતાઓએ ભારે અંગત જોખમ વહોરીને પણ આખો દિવસ ઘાયલ થયેલાઓની સારવાર કરવામાં અને તેમને હિંમત આપવામાં વિતાવ્યો હતો. ગામડાંઓની પ્રજા તો અડગ હતી અને પરિષદને સાથ આપવા તૈયાર હતી.

શહેરમાં તો જાણે અરાજકતા પ્રસરી હતી. લાલ-લીલી પટ્ટીવાળા માણસોની દયા પર જ શહેર છોડી દેવામાં આવ્યું હતું. જખમી થયેલા કેટલાક માણસોએ અમને કહ્યું કે, 'અમને મારનાર માણસોમાંના કેટલાકને અમે ઓળખીએ છીએ; તેઓ રાજ્યના નોકર કે પોલીસ સિપાઈ છે.'

પરિષદમાં હાજરી આપવા આવેલા ગામડીઆઓને જ મુખ્યત્વે માર મારવામાં આવ્યો હતો. તેમનામાં ગભરાટ પેદા કરવા માટે જ એમ કરવામાં આવ્યું હતું. તેમની છાવણીઓમાં અને પરિષદ જ્યાં ભરાવાની હતી, ત્યાં જ તેમના પર હુમલાઓ થયા હતા. એ બધાં બંધિયાર ખાનગી સ્થળો છે.

તોફાનીઓએ ભીંત પર ચઢી અંદર જઈ પોતાના વધુ માણસોને લાવવા અને અંદર રહેલા ગામડીઆઓને મારવા માટે દરવાજા ખોલી નાખ્યા હતા.

રાજ્યના કેટલાક નોકરો પર અને કેટલીક મોટરબસો પર પણ લાલ-લીલી પટ્ટીઓ હતી. કોઈ પણ ભોગે પરિષદ તોડી પાડવાનો નિરધાર કરી બેઠેલા સો બસો માણસોના હાથમાં શહેરનો સંપૂર્ણ કબજો સોંપવામાં આવ્યો હતો. થોડા નેતાઓની સૂચના મુજબ તેઓ કામ કરતા જણાતા હતા.

રાજ્યના અધિકારીઓની સંપૂર્ણ નિષ્ક્રિયતા આશ્ચર્યજનક હતી. પરિસ્થિતિ તો ખૂબ જ ગંભીર હતી પણ છતાં તે વિષે રાજ્યને કંઈ ચિંતા હોય એમ લાગતું નહોતું. રાજ્યે પરિસ્થિતિને કાબૂમાં લેવાને કે તેને હળવી કરવાને કશોય પ્રયત્ન કર્યો ન હતો. લોકોને તેમના જાનમાલની કાંઈ સલામતી જણાતી ન હતી.

અમે નહેરમાં નવ કલાક રહ્યા તે દરમિયાન અમે અંગત રીતે જે બનાવો જોયા અથવા જેમને વિષે અમે તપાસ કરીને હકીકતો મેળવી તે હકીકતોનો જ અમે અહીં નિર્દેશ કર્યો છે. વિગતવાર તપાસ કરવાનો અથવા તો જખમી થયેલાઓનાં નિવેદન લેવાનો અમને સમય રહ્યો ન હતો.

•

## લીંબડીની નવી રસમ

### પંડિત જવાહરલાલનો સંદેશો

૨૨, જૂન, ૧૯૩૯ના રોજ મુંબઈમાં ભરાયેલ લીંબડીની સભા પર પંડિત જવાહરલાલ નહેરૂનો સંદેશો :



પં. જવાહરલાલ નહેરૂ

"છેલ્લા મહિનાઓમાં દેશી રાજ્યોમાં બનેલા કેટલાયે અસામાન્ય અને શોકજનક બનાવોમાં લીંબડી રાજ્યના બનાવો ઘણી રીતે સૌથી વધારે અર્થસૂચક છે. ટોળાં કે વ્યક્તિઓ પર ગોળીબાર, મધ્યયુગી અને ક્યારેક તો નાલાયક કારભાર આ બધી જાતના વીતકોને કમનસીબે આપણે ટેવાયેલા છીએ. પુનરાવૃત્તિને કારણે આપણા વિરોધ પણ ભોંઠા પડે છે. છતા પ્રજાનાં વીતક ઓછાં થતાં નથી, કારણ કે એ ચાલ્યા જ કરે છે.

કેટલાક રાજાઓને માટે લીંબડી એ નવી રસમનું એક પ્રતિક બન્યું છે કાઠિયાવાડ અને બીજે સ્થળે પ્રસરતી જતી આ રસમ છે. ગુંડાશાહી, ધાડ અને નિષ્ઠુર હિંસાને વ્યક્તિઓ કે ભાડુઆતો મારફત ક્રિસ્ટેજને રાજ્યો એ રસમ દેશી રાજ્યોનાં પ્રજાકીય આંદોલન ઉપાડતી પ્રજા પર અજમાવી રહ્યાં છે. ગેરર્તણૂક કોઈ પણ સ્થળે નિંદનીય છે. જ્યા તે બને ત્યાં એ રાજસત્તાની અઘોર અણુઆવડત અને દેવાળાની ચોક્સ નિશાની છે. જે રાજ્ય આ ન અટકાવી શકે ત્યાં તેનું તંત્ર અટકી ગયું ગણાય અને તેણે એની પ્રજાના સહકાર અને રાજભક્તિનો અધિકાર ગુમાવી દીધો છે. પણ જે રાજ્ય પોતે જ આ જાતની નિંદનીય નિષ્ઠુરતા અને ગુંડાગીરીને ઉત્તેજે તેને આપણે શું કહેશું ? જે લીંબડીએ આ પોત પ્રકાસ્યુ છે એને શુ કહેવું ?

આપણે કહેવાનું ઘણું છે પણ શબ્દો આપણાં વિચાર-પ્રદર્શન માટે નબળું વાહન છે પણ વખત આવ્યે આપણે બીજી અને વધારે અસરકારક

રીતે કહેશે. રખે કોઇ કલ્પે કે હિંસા અને ગુંડાગીરી પ્રજાકીય લડતને દબાવી શકે છે.

લીંબડીની પ્રજાને હું મારાં અભિનંદન પાઠવું છું અને હું તેમને તથા દેશી રાજ્યોની બધી પ્રજાઓને ખાતરી આપવા માગું છું કે આજની દિલગીરી અને દર્દ ઉપરવટ થઇને ભવિષ્ય માટે કામ કરવાનું છે અને આપણે સઘળાએ નિશ્ચય અને વિશ્વાસપૂર્વક કામે લાગવાનું છે. —જવાહરલાલ નહેરૂ

●

## વ્યવસ્થિત ગુંડાગીરીનું પ્રદર્શન

૨૮, જુન, ૧૯૩૯ના રોજ મળેલ અખિલ હિંદ રાજસ્થાન પ્રજાપરિષદની સ્થાયી સમિતિ તરફથી બહાર પડેલ નિવેદનમાંથી કેટલાક ફકરા—

"કાઠિયાવાડમાં પ્રજાકીય આંદોલનોને પહોંચી વળવા માટે રાજસત્તાધારીઓએ એક નવી રસમ વિકસાવી છે. લીંબડી જેવડા નાના રાજ્યમાં વ્યવસ્થિત ગુંડાગીરીનું અત્યંત આશ્ચર્યજનક અને દુઃખદ પ્રદર્શન ફરી ફરી બનતુ રહ્યું છે, જે માટે રાજ્યને જવાબદાર ગણવું જોઇએ. પ્રજાને અને ખાસ કરીને તો પ્રજામંડળના આગેવાનોને અને કામ કરનારને થરથરાવી દેવા માટે ગુંડાઓનાં ટોળાંઓએ ધાક, લૂંટફાટ અને શારીરિક હિંસા અજમાવી હતી.

પ્રજામંડળના કાર્યકરો જો ઘેર પાછા ફરવા માગતા હોય તો જબરા દંડ ફટકારવામાં આવે છે. પ્રજાની ઇચ્છાઓને પડકાર દેવા માટે જ જાણે રાજ્યની જાતિઓ અને હિતોના ભાગલા તેમ જ શહેર અને ગામડાંને જુદાં પાડતી પ્રત્યાઘાતી યોજના અમલમાં મુકાઇ રહી છે. સાથે સાથે લીંબડી રાજ્યમાં ત્રાસનું જ સામ્રાજ્ય પ્રવર્તે છે.

....જે રાજ્ય આવી વસ્તુને ઉત્તેજે છે અથવા મૂંગે મોઢે ચલાવી લે છે એ રાજ્ય અધમ સ્થાને ગયું કહેવાય; એ તંત્ર રાજ્ય કહેવાવાનો પણ દાવો ગુમાવે છે.....આ બનતુ હતું તે દરમિયાન સાર્વભૌમ સત્તા જોયા કરતી હતી અને તેની ચુપકિદીથી રાજાઓ અને પ્રજાને એમ લાગવા દીધું કે તે અપકૃત્યોમાં તેની સંમતિ છે. રાજ્યોમાં ગુજારાતા ગુન્હાઓની સાર્વભૌમ સત્તા આ સંજોગોમાં મદદગાર ગણાય એ શું અકુદરતી છે?

# લીંબડી વિષે

૧૦મી સપ્ટેમ્બર, ૧૯૩૯ના 'હરિજનબંધુ'માં પ્રગટ થયેલો મહાત્મા ગાંધીજીનો લેખ

લીંબડીના લોકો જોડે મારે લાંબો પત્રવહેવાર ચાલ્યા કર્યો છે, પણ તેમના ઉપર જે વીતી રહેલ છે તે વિષે ઘણા વખતથી કશું પણ કહેવાનું મે ટાળ્યું છે. મારૂં મન એવી આશાએ હતું કે જેઓ રાજા તેમ જ પ્રજા વચ્ચે સુલેહ કરાવવા મથી રહ્યા છે તેમના પ્રયત્નોને યશ મળશે, પણ એ આશા ઠગારી નીવડી.

લીંબડીની લડતના આરંભના બનાવો પછી ઘણુંઘણું બની ગયું છે. જે ચોકસાઈ અને આગ્રહ સાથે લીંબડીમાં જુલમનીતિ ચલાવવામાં આવી છે તેવી કદાચ બીજે ક્યાંય નથી ચાલી. મારી પાસે આવેલી હકીકતો સાચી હોય—અને તે તેવી ન હોવાનું માનવાને મને કશું જ કારણ નથી—તો ખેડુતોને તેમનાં ઘરબારથી શિકારનાં પ્રાણીઓની જેમ રંજાડવા અને તગડવામાં આવ્યા છે. આકરામાં આકરો તાશેરો તો પેલા દ્વેષનું પાત્ર થઈ પડેલા વાણિયાવર્ગ ઉપર વરસ્યો છે, જે એક કાળે રાજ્યનો મિત્ર, લાડીલો અને આધારસ્તંભ હતો. પણ તેણે જવાબદાર રાજ્યતંત્રના વિચાર અને વાત કરવાનું સાહસ કર્યું. ખેડૂતોમાં જાગ્રતિ તેમના હકદાવાનું ભાન કરાવવાની અને તે કઈ રીતે મેળવવા તેના માર્ગ બતાવવાની તેણે હિંમત કરી. આ હિજરતી વેપારીઓની દુકાનો તેમ જ ઘરબાર સાચું જોતાં લૂંટવામાં જ આવ્યાં. બીજો કોઈ શબ્દ એને સારુ હું વાપરી શકું એમ નથી. હું જાણું છુ ત્યાં સુધી કોઈ પણ જાતના નામના કાયદેસર વિધિ પણ આ બાબતમાં કરવામાં આવ્યા નહોતા. જુલમનીતિ ચલાવનારની મરજી એ જ સર્વોપરિ કાયદો હતો. આની પાછળ લોકોને થથરાવીને જેર કરવાની જ કલ્પના રહેલી હતી. આ સ્થિતિમા કેટલાક ઢીલા પડ્યા એમાં કશું આશ્ચર્ય પામવા જેવું નથી. લડતનું સંચાલન કરનારાઓને મારી સલાહ છે કે આવા ઢીલા પડેલા લોકોને રાજ્યને શરણ થતા અટકાવવાનો પ્રયાસ તેઓ ન કરે. તેમને તેઓ એટલું ભલે સમજાવી દે કે એવી રીતે ભીરુ બનીને રાજ્યને શરણ થયા પછી પણ તેમના શી હાલત થવાની વકી છે. પણ સમાજમાં એવા લોકો હોય છે કે જેઓ પોતાનાં માલમિલકતને પોતાની ઈજ્જતના કરતાં વધુ વહાલાં ગણે. આવા લોકો કોઈ પણ સ્વાતંત્ર્યની ચળવળને કેવળ બોજારૂપ હોય છે સ્વાતંત્ર્યપ્રાપ્તિ તો એવા વીરલાથી જ થાય જેઓ ખરા અને સાચા છે અને જેઓ ઇજ્જતને ખાતર પોતાનું સર્વસ્વ હોમવાને હરહમેશ તૈયાર છે. જેઓ બલિદાનની કિંમત અને મહત્વ સમજનારા છે તેઓ તો થોડા હોય કે ઝાઝા, પણ તેઓ તો જેમ જેમ કુરબાનીઓ આપવી પડે તેમ તેમ અનંદથી

નાચે કે લીંબડીમાંનાં તેમનાં માલમિલકત લુંટાઈ ગયાં. તેમણે અધ્ધર સ્થિતિમાં અથવા તો તત્કાળ સમાધાન થવાની આશામાં ન જ રહેવું જોઇએ. તેઓ રાજ્ય બહાર રહી ઈજ્જતના ધંધારોજગાર કરે અને હમેશાં દૃઢ શ્રદ્ધા રાખે કે એક દિવસ એવો ઊગ્યે જ છૂટકો છે કે જ્યારે લીંબડીની પ્રજા પોતાનું ખોયેલુ પાછુ મેળવશે. એવો દિવસ આવશે–અને એ આવવો જ જોઇએ–ત્યારે તે પેલા મૂકીભોગ ત્યાગી સ્ત્રીપુરુષોના શરાતનનું અને ફનાગીરીનું ફળ હશે કે જેમણે આકરામાં આકરી દમનનીતિ સામે શિર ઝુકાવવા ના પાડી છે. તેઓ હેનરી થૉરોનુ પેલુ અમર વચન યાદ રાખે કે જુલ્મી રાજ્યમાં મિલકત ધરાવવી એ પાપ છે અને મુફલિસી મહાપુણ્યરૂપ છે

આટલું તો મારી પાસે આવેલા વિશ્વસનીય પુરાવા વિષે પણ લીંબડીએ આવુ જુલમી રાજ્ય શા સારુ બનવું જોઈએ ? મારી પાસે આવેલા નિવેદનમાં જો અતિશયોક્તિ હોય તો રાજ્યના સત્તાવાળાઓ તેનો રદિયો મારા પર મોકલી આપે હુ તે ઘણી ખુશીથી છાપીશ. તેથી યે સારું તો એ છે કે રાજ્યની સામે કરવામાં આવેલા આક્ષેપોના ખરાપણા સામે રાજ્ય વાધો લેતું હોય તો તે એક નિષ્પક્ષપાત અદાલતી તપાસ નીમે.

હુ લીંબડીના ઠાકોરસાહેબને જાહેર અપીલ કરવા ઇચ્છું છુ. તેમની અંગત પિછાનનો સુયોગ મે ભોગવ્યો છે. તેમની મહેમાનગીરી પણ લીધી છે. તેઓ ધાર્મિક વૃત્તિના અને ઈશ્વરથી ડરીને ચાલનારા પુરુષ તરીકે જાણીતા છે તેમની વચ્ચે, અને તેમનાં પ્રજાજનો, જેમાંના કેટલાક જાણીતા અને આબરૂદાર તેમ જ લીંબડીમાં જોખમ ધરાવનારા, માણસો છે, તેમની વચ્ચે આવો અંટસ ચાલુ રહે એ કોઈ વાતે ઠીક નથી. એ બધાને દાઝે બળ્યા ટોળાંના ગણી કાઢવા એ અયોગ્ય છે. તેમને કશો પોતીકો સ્વાર્થ નથી. રાજ્યની સામે .મોરચા માંડવામાં તેમને કશા દુન્યવી લાભ સાધવાના નથી તેમણે તો ઘરબારથી પરાગંદે થઈને અને મરજિયાત દેશવટો લઈને દુન્યવી ગણતરીએ પાર વગરનું નુકશાન જ વહોર્યું છે. ડાહ્યો રાજવી આવાં પ્રજાજનોને દુભાયેલાં રાખતા પહેલાં પચાસ વેળા વિચાર કરે. એ તો એવો જ નિર્ણય કરે કે આવા આવા લોકો જ્યાં આવડા કષ્ટ માથે લઇ રહ્યા છે ત્યાં ખસૂસ રાજવહીવટમાં સડો તથા પોતાના અમલદારોને પક્ષે અન્યાય હોવાં જ જોઈએ. તે આવા દુભાયેલા પ્રજાજનોને નોતરે, તેમની રાવ સાંભળે અને તેમનું સમાધાન કરે. ઠાકોરસાહેબે આવો માર્ગ ગ્રહણ નથી કર્યો. હજીયે તેમને સારુ વેળા વહી ગઈ નથી.

સેગાંવ, ૩૧–૯–૩૯

('હરિજન' માંથી)

મોહનદાસ કરમચંદ ગાંધી

# તપાસ નહિ થાય

"અરાજક લીંબડી" ના શીર્ષક નીચેના ૯-૯-૧૯૩૯ ના 'હરિજન'માં મહાત્મા ગાંધીજીના લેખના અનુસંધાનમાં શ્રી. મહાદેવ દેસાઇ ૨૫-૧૧-૧૯૩૯ના 'હરિજન'માં "તપાસ નહિ થાય" એ શીર્ષક નીચે લખે છે:



શ્રી. મહાદેવ દેસાઇ

બે માસ પહેલાં ગાંધીજીએ આ કટારોમાં બડી રાજ્ય (કાઠિયાવાડ)માં ચલાવાયેલી નિષ્ઠુરતા, વણિકોની સતામણી અને તેમનાં ઘર અને દુકાનોની લૂંટ વિષે લખ્યું હતું અને લીંબડીના ઠાકોરસાહેબને, આ આક્ષેપોની તપાસ કરવા એક તટસ્થ તપાસપંચ નીમવા અને બેદિલ પ્રજાને શાંત કરવા માટે અપીલ કરી હતી. ઠાકોરસાહેબ કે જે ગાંધીજીને સારી રીતે ઓળખે છે તેમણે જવાબ વાળવાની મહેરબાની ન બતાવી. પણ ગાંધીજીને રાજ્યના કેટલાક વફાદારોએ સહી કરેલો આક્ષેપોને નકારતો પત્ર મળ્યો, જેમાં સહી કરનારાઓ બધા વફાદાર સનાતની હિંદુઓ હતા. તેમાં કહ્યું હતું કે જવાબદાર રાજતંત્ર માટેની લડત એ "અમુક વાણિયાઓએ સત્તાની મોનોપોલી હાથ કરવા અને અમારા ધર્મને અભડાવવા માટે ઊભું કરેલ તોફાન હતું. જ્યારે તેમને જણાયું કે પ્રજાનો તેમને સાથ નથી ત્યારે તેઓએ હિજરત અને બહિષ્કાર અંગીકાર કર્યાં. અમને તથા રાજ્યને નમાવવા માટે પજવણી કરવાના પ્રયત્નો કર્યા, અને અમારી સામે વેરઝેર વધાર્યાં. એટલે તેમને અમારી સાથે સુધારી લેવાનું છે, રાજ્ય સાથે નહિ."

આ પરથી મે તેમને લખ્યું કે તેમણે કહ્યું છે તે બધું ગાંધીજી માની લે એમ ગણવું ન જોઈએ અને આ બેમાંથી કોઈ પણ માર્ગ લેવા સૂચન કર્યું : (૧) તેમણે અથવા રાજ્યે ગાંધીજીને અથવા એના પ્રતિનિધિને આવકારવા તૈયાર રહેવું જોઈએ અને નિવેદનની સત્યતાની ખાતરી કરી આપવી જોઇએ. અથવા (૨) પ્રજાકીય આંદોલનના આગેવાનોએ ત્રાસ સંબંધી કરેલા આક્ષેપોની સ્વતંત્ર તટસ્થ તપાસ રાજ્યે કરાવવી જોઈએ. મને આનો નીચે પ્રમાણે જવાબ મળ્યો છે:

"અહીંના ઓએક પ્રજાજન માને છે કે આપને જે કાંઇ લખ્યું છે તે સાચું છે તેથી તપાસનું કારણ લાગતું નથી. રાજ્ય અને પ્રજા વચ્ચે એવો એખલાસ

છે કે પ્રજાની અભિલાષા અનુસાર સુધારાઓની એક યોજના ક્યારની ઘડાઈ રહી છે, કેટલીક પ્રજાકીય સંસ્થાઓ સ્થપાઈ ચૂકી છે અને આ સંજોગોમાં બહારનો કોઈ માણસ અમારા કામમાં દખલ કરે એમ અહીં કોઈ ઇચ્છતું નથી. એટલે ગાંધીજીને કે એના પ્રતિનિધિને અહીં આવવાની તકલીફ આપવાનું અમને ગમતું નથી. હિજરતીઓ અને બીજાઓની ફરિયાદોને મટાડવાનો પ્રજાને મોટા પ્રમાણમાં અધિકાર મળી ચૂક્યો છે. આથી તેમણે શહેરસભા સમિતિને અરજ કરવી જોઈએ. જે પ્રશ્નોનો નિકાલ કરવાની અમને સત્તા નથી એ બાબતમાં તેમણે રાજ્યને સીધી અથવા અમારા દ્વારા અરજી કરવી અને અમારી સામેની વેરવૃત્તિને તેઓ છોડી દેશે કે તરત અમે તેમની સાથે અમારા નાના ભાઈ તરીકે વર્તશું અને તેમને બધી સહાય કરીશું.

શહેરસભાની મેનેજિંગ કમિટીના પ્રમુખે આ કાગળમાં સહી કરી છે.

એ યાદ રાખવું જોઈએ કે લીંબડી રાજ્ય લીંબડી શહેરમાં જ સમાઈ જતું નથી, પણ એમાં કેટલાયે ગામડાં છે, જેના કેટલાયે ખેડૂતો લીંબડીના વણિક વતનીઓ સાથે રાજ્ય છોડી ગયા છે. શહેરસભા, નામ જ સૂચવે છે કે એ લીંબડી શહેરના વતનીઓની સમિતિ છે અને ગામડાંઓના પ્રતિનિધિ હોવાનો એણે દેખાવ પણ નથી કર્યો. એટલે આખા લીંબડી રાજ્યનાં વતનીઓ વતી બોલવાનો દાવો સ્વીકારવાની આશા કેમ રાખી શકાય? અને તપાસ કરો તો, વફાદાર સહી કરનારા કહે છે તે જ માત્ર સાચું છે અને સત્ય સિવાય બીજું કશું નથી! દરમિયાન લીંબડી પાછા ફરવા ઇચ્છતા કેટલાક પ્રજાજનોએ રાજ્ય છોડી જવાની હિંમત બતાવવા માટે ભારે દંડ ભરવાના હુકમો થયેલા છે અને દંડ ભરાઈ ગયાના પણ અમારી પાસે અહેવાલ આવ્યા છે.

આ નાનાં રાજ્યો તેમના માલિકો પાસેથી "ભાગલા પાડીને રાજ્ય કરવાની" નીતિ પૂરેપૂરી શીખી ગયાં છે. રાજકોટમાં મુસ્લિમો અને ભાયાતોનો પ્રજાકીય આંદોલન દાબી દેવામાં ઉપયોગ થયો હતો. લીંબડીએ જૈન વણિકો અને ખેડૂતોને દબાવી દેવા માટે સનાતનીઓની મદદ મેળવી લીધી છે. એ દરમિયાન જવાબદાર રાજતંત્ર અને કાયદાના રાજ્ય માટે દરેક રાજ્યમાં એક યા બીજા સ્વરૂપે આંદોલન ચાલતાં જ રહે છે અને વખત જશે તેમ તેમ તેનો વેગ વધશે. રાજાઓ કાળજાગ્રત હશે અને નમશે કે તેઓ ન નિવારી શકાય તેવા વિનાશ (Doom) તરફ ધસતા જવાનું જ પસંદ કરશે!

અમદાવાદ જતાં ટ્રેનમાં
૨૮-૧-૩૯

મહાદેવ દેસાઈ

# વર્તમાનપત્રોના અભિપ્રાય

## લીંબડી દરબાર સામે તહોમતનામું

**૨૦મી ફેબ્રુઆરી, ૧૯૩૯નું મુંબઈનું 'ફ્રી પ્રેસ જર્નલ' લખે છે કે :**

**લીંબડીથી** આવેલ સમાચારો ગંભીર છે. એને માટે મૌન સેવવું હવે શકય નથી.

પ્રજાપરિષદની પ્રવૃત્તિઓને દાબી દેવા માટે શેતાની અને નૃશંસ રસમ શોધી કાઢવા માટે લીંબડી દરબાર અજોડ છે.

રાષ્ટ્રીય ક્રોધની જ્વાળાઓ ચેતવનાર ૧૯૧૯માં પંજાબમાં બનેલ માર્શલ્લો અત્યાચારો લીંબડીના અત્યાચારો સાથે સરખાવતાં ઝાંખા પડી જાય છે.

હકીકતોને ઢાંકપિછોડો કરવાથી કશો અર્થ સરવાનો નથી.

લીંબડી-દરબારે સામેના તહોમતનો સારાંશ એ છે કે તેણે તાજેતરમાં ધંધાદારી ધાડપાડુઓ અને બીજા વાંધાભર્યા પ્રજાના વર્ગોને ખાસ કરીને પ્રજાપરિષદના કાર્યકરો સામે હિંસા અને અમાનુષી ધાડો પાડવા ભેળા કર્યા.

### સેતાની યોજના

પરહેજ કરવાનાં, કામ ચલાવવાનાં, તપાસ કરીને ગુન્હેગાર ઠરાવવાનાં સ્વરૂપનાં કાયદેસરનાં પગલાંની કાયદાની વિધિઓથી લીંબડી દરબાર અળગા રહ્યા. હેતુ આ હતો કે જેની સામે કશો બચાવ કે રક્ષણ ન મળી શકે એવા, રાજ્યની છાયા તળે વ્યવસ્થિત ધાડોના ત્રાસ કોઝ પ્રજાપરિષદના કાર્યકરોની આંખો ઉઘાડી નાખશે અને પ્રજાપરિષદના વાવટા તળે કામ કરતા તેઓને અટકાવી દેશે.

### પડકાર

પોતાની જ પ્રજાની મુજબુતાઈ અને સત્વ પારખવામાં લીંબડી રાજ્ય ભૂલ ખાય છે. ધાકો અને અત્યાચારોનો હેતુ નિષ્ફળ ગયો છે એ દર્શાવવા લીંબડી શહેરમાં જ તા. ૧૯મીએ પ્રજાપરિષદે બેઠક ભરવા નક્કી કર્યું. પાણશીણા પર અણધાર્યા અત્યાચારો કર્યા હતા તેની પુનરાવૃત્તિ કરવાની હિંમત બતાવવા રાજ્યને એ એક પડકાર હતો.

### બેશરમ બહાદુરી !

લીંબડી રાજ્યે એ પડકાર ઝીલ્યો. અત્યંત બેશરમ ભાષામાં દીવાને પ્રજાને જાહેર કર્યું કે જો ૧૯મીએ પ્રજા પરિષદ પોતાની બેઠક ભરવાનું સાહસ કરશે તો તેના પર વફાદારોનો વિભાગ તૂટી પડશે. અને રાજ્ય તો આ પરિષદ અટકાવવા ઈચ્છા ધરાવતું નથી. અર્થ સ્પષ્ટ હતો. રાજ્ય તરફથી કશી અધિકૃત અટકાયત વગર પ્રજાપરિષદને કાયદેસરના મંડળ તરીકે લીંબડીમાં મળવાની છૂટ હતી. પણ રાજ્યને વિશ્વાસ હતો કે વફાદાર વિભાગ પ્રજાપરિષદને પહોંચી વળશે; કારણ કે રાજ્ય માનતું હતું કે પ્રજાપરિષદ એ લાગની જ છે.

### રાજ્ય હાથ ઉઠાવી લે છે

લીંબડી રાજ્યે એની વાત જાળવી. રાજ્યે પોતાની સત્તા પોતાના વફાદાર વિભાગને તા. ૧૯ મી માટે સોંપી દીધી. લીંબડી રાજ્ય તરફથી તેમને સંપૂર્ણ છૂટ મળી હતી. પરિષદના વરાયેલા પ્રમુખ દરબાર ગોપાળદાસ દેસાઈને તે વફાદાર વિભાગે રેલ્વે સ્ટેશને ત્રણ કલાક સુધી અટકાવ્યા. દરબાર ગોપાળદાસને જાહેર સન્માન સ્વીકારતા અટકાવવામાં આવ્યા. તેમને તેમના કામચલાઉ નિવાસસ્થાને જતા હતે તેમના કામચલાઉ નિવાસસ્થાનને કહેવાતા વફાદારોએ ઘેરી લઈને, કેદી બનાવી, આ સાદા ઉપાયથી પ્રજાપરિષદની બેઠકમાં જતા રોકી દીધા.

### ગૂંડાગીરીની અવધિ

જેમાં પરિષદ મળવાની હતી તે ખાનગી મકાનની હદ ઉપર પણ વફાદારોએ હુમલો કર્યો અને સભામંડપ, વ્યાસપીઠ વગેરે તોડીફોડીને તથા તે જગ્યામાં બેઠા મળેલ સૌ કોઈને મારીપીટીને પરિષદ તોડી પાડવાનો પ્રયત્ન કર્યો. આવી ગૂંડાગીરી થતા છતાં પ્રજાપરિષદે શ્રીમતી લીલાવતી મુનશીના પ્રમુખપદે પરિષદ ભરી અને બે હજાર ઉપરાંત માણસોએ તેમાં ભાગ લીધો.

### મહત્ત્વના મુદ્દા

જે મુદ્દાઓ ઊભા થાય છે તે મૂળભૂત છે. રાજ્ય જો ધાકે, ગૂંડાગીરી અને સામુદાયિક હિંસા ગોઠવે, તેનો પ્રજાના જ નહિ પણ તે પ્રદેશમાં આવેલ

બ્રિટિશ હિંદના વતનીઓના જાનમાલ જોખમમાં મૂકે તો રાજ્યની પ્રજા અને રાજ્યમાં થોડો સમય માટે મુલાકાતે આવનાર બ્રિટિશ હિંદના વતનીઓ માટે બચવાના ઉપાય શા ?

## રાજ્ય ગુનેહગાર છે

ખ્યાલ કરવા જેવી હકીકત એ છે કે પ્રજાપરિષદની અટકાયત માટે રાજ્ય તરફથી પણ કાયદેસરનાં પગલાંનો અભાવ અથવા પ્રેક્ષકો પર કોઈ જાતના પ્રતિબંધનો અભાવ હતો. પરિષદમાં ભાગ લેનારાઓ કાયદેસરની પ્રવૃત્તિઓમાં જોડાયેલા હતા. એટલે વફાદાર વિભાગ સાથે રાજ્યને કશો સંબંધ નથી એ સ્વીકારીએ તો પ્રજાપરિષદના કાર્યકરોને રક્ષણ આપવા લીંબડી રાજ્ય બંધાયેલું હતું. અમારી માન્યતા એ છે કે રાજ્ય જ ગુંડાગીરી ગોઠવનાર છે. રાજ્ય નિર્દોષ છે એમ માની લઈએ તો પણ એણે એક જાહેરાતમાં વફાદારોની હિંસક ધમકીની જાણ કરી હતી તેથી હિંસાની સંભાવના વિષે તેમને અગાઉથી જાણ નહોતી એમ દલીલ ન કરી શકે. આથી રાજ્ય બનાવ પહેલાં અને પછી આ કૃત્યમાં મુખ્ય (Principal) માણસ છે અથવા મદદકર્તા (accessory) છે.

## ગાદીત્યાગ કરાવો અગર ન્યાય કરાવો.

રાજ્ય પરના વ્યવસ્થિત ગુંડાગીરીના આક્ષેપો સંબંધી કાં તો તપાસ-પંચ નિમાય અથવા દરબાર રાજ્યધુરા છોડે એ જાતની જરૂરિયાત વાઇસરૉયને ઠસાવી ન શકાય ત્યાં સુધી મુંબઈ પ્રધાનમંડળે જંપવું ન જોઈએ. આથી ઓછા ગંભીર આક્ષેપો કે ભૂલો માટે ઈંદોર ભરતપુર, અલ્વર અને બીજાં રાજ્યોને સાર્વભૌમ સત્તાએ ગાદી ત્યાગ કરવાની ફરજ પાડી છે.

લીંબડીનો ગુન્હો એટલો અધમ છે કે સાર્વભૌમ સત્તા એની વટક ન વાળે તો હિંદનાં પ્રજાજનો તરફથી એ અનુમાન જાળવવાનો દાવો ન કરી શકાય.

•

## જવાબદારી કોની?

લીંબડીની ગુંડાગીરીએ પરિષદનો ભૂકકો બોલાવી નાખ્યો તે વિષે 'બોમ્બે ક્રોનીકલ' લખે છે કે :

**લીં**બડી રાજ્યની પ્રજા ઉપર અનિયંત્રિત ગુંડાઓને છોડી દેવામાં આવેલા એવા અગાઉ મળેલા સમાચારો વિષે જે અધમ અંદેશા ઊભા થયા હતા તેને શ્રીમતી લીલાવતી મુનશી અને બીજા કેટલાક નેતાઓએ બહાર પાડેલું

નિવેદન સાચા ઠરાવે છે. પ્રજામંડળના કાર્યકરો તથા સહાનુભૂતિદર્શકો જ, માત્ર જેના ભોગ થઇ પડેલા તે રાજ્યની તાજેતરની ધાડોથી સૌ પરિચિત છે. અને એ ધાડો પોતે જ પોતાના વતી બોલે છે. જો કે આ ધાડોના અહેવાલો ઘણાંએ ચકાસ્યા હતા. દીવાને તેને વધારે પડતા કહેવાયા એમ વર્ણવ્યા છતાં એની હકીકતો ન આપી, કદાચ આપવાની હિંમત ન કરી એ વાત ઘણી અર્થભરી છે. ઊલટું જ્યારે એમણે પરિષદ ભરવા વિષે બીજું નિવેદન કર્યું કે "પરિષદની બેઠકમાંથી ઊભા થતા કમનસીબ બનાવો માટેની જવાબદારી પ્રજામંડળના સભ્યોને શિર રહેશે." એથી વસ્તુતઃ એમણે નવી શંકાઓ ઊભી કરી. એ શું ચોકસ કહેવા માગે છે એ અમે નથી કહી શકતા પણ રાજ્યમાં ગુંડાઓ તો એનો અર્થ એમ સમજ્યા દેખાય છે કે જો આમાંથી કાંઇ બૂરૂં પરિણામ આવશે તો જવાબદારી તેમની નહિ પણ પ્રજામંડળ માથે પડશે.

## તપાસ થવી જોઈએ

વસ્તુતઃ ગુંડાઓ પરિષદ પર ઊતર્યા; જો કે લાકડી લઇ ફરવાનો પ્રતિબંધ હતો છતાં સેંકડો ગુંડાઓ લાકડીઓ અને તરવારો લઈ ભમતા રહ્યા અને પરિષદની બેઠકમાં હાજરી આપવા દૂર કે નજીકથી આવેલા ખેડૂતોને પરિષદના વરાયેલા પ્રમુખ દરબાર ગોપાળદાસને પરિષદમાં હાજરી આપતા અટકાવ્યા અને સ્ટેશન પાસે કેદી માફક રોકી રાખ્યા. તેમણે હુમલો કરી પરિષદમાં હાજરી આપવા આવેલ ૬૦૦ માણસોને ઘાયલ કર્યા, જેમાંના કેટલાયે નાના છોકરા હતા. રાજ્યતંત્ર ચાલતું માની લેવાય એવી જગ્યાએ આ બનાવો બને એ આશ્ચર્યજનક છે. પણ કદાચ આ બધા બનાવોનો સૌથી વધારે આશ્ચર્યજનક ભાગ તો શ્રીમતી લીલાવતી મુનશી અને તેમના સાથીઓએ આપેલ પુરાવો છે કે ૧ થી ૪ વાગ્યા સુધી તેમનાં ચક્કર દરમ્યાન તેઓએ "એક પણ પોલીસ ન જોયો અને જે નહિ જેવા દેખાયા તે ટોળાંને અંકુશમાં લેવા કે તેમનાં હથિયારો લઇ લેવા કશો પ્રયત્ન કરતા નહોતા."

તેઓ આગળ જણાવે છે કે: "થોડાક ઘાયલોએ અમને જણાવ્યું કે તેમને મારનારમાંથી કેટલાકને તેઓએ રાજ્યના નોકર અને પોલીસનાં માણસો તરીકે ઓળખી કાઢેલા."

રાજ્યસત્તા તરફની સંપૂર્ણ નિષ્ક્રિયતા આશ્ચર્યકારક હતી. પરિસ્થિતિ સંપૂર્ણ ગંભીર હતી છતાં રાજ્યને એ વિષે કશી ચિંતા હોય તેમ દેખાતું ન હતું અને વાતાવરણને કાબૂમાં લાવવા કે શાંત કરવા પ્રયત્ન ન કર્યો.

આ અત્યાચારોની તપાસ કરતી એક તપાસસમિતિ નીમવી અને આ કામો માટે જવાબદાર ગમે તે હોય તેને સજા કરવી એ જેમની આબરૂ અત્યારે જોખમમાં છે એવા ઉચ્ચ અધિકારીઓના હિતની વાત છે.

## રાજ્ય ભયંકર ધરતી પર પગરણ કરે છે.

'હિંદ સેવક સમાજ'નું (નાગપુર) પત્ર 'હિતવાદ' (૨૩–૨–૩૯) લખે છે કે :

લીંબડીમાં પરિષદ ભરાતી હતી એ સમયે થયેલા અત્યાચાર પ્રજાકીય આંદોલનોને દાબી દેવા દેશી રજવાડાંના રાજવીઓ કઈ યુક્તિઓ અખત્યાર લેવા માગે છે તેના પર નવો પ્રકાશ ફેંકે છે.

રાજ્યે આ હિંસા અને ધાડાંઓના ગજ્ય તરફ વિચિત્ર વલણ ધારણ કર્યું દેખાય છે. હિંસા અટકાવી શાંતિ સ્થાપવાનો કશો પ્રયત્ન કરવામાં નથી આવ્યો. ઊલટું, રાજ્ય હૃદય ચોકખું રાખીને જે બન્યું તેને માટે પોતાને જવાબદાર ગણતુ લાગતું નથી. કારણ કે પરિષદ ભરવાથી તોફાનો થશે એમ એણે પ્રજાને ચેતાવી હતી એટલે રાજ્ય માટે તો, એ રમખાણોની ચિંતા કરવાની વાત જ વ્યાજબી હતી. રાજ્યે જો પરિષદને રોકી હોત તો, કહેવાતા સનાતનમંડળની જેમ હિંસક પ્રત્યાઘાત પ્રજામાં ઊભો ન થાત.

આ જાતની પરિસ્થિતિ શંકામાં જરૂર રંગ પૂરે છે કે રાજ્યની સીધી ઉશ્કેરણીથી હિંસા નહિ થઈ હોય તો પણ કમમાં કમ સત્તાધારીઓએ એને ઉત્તેજન ન આપ્યું હોત તો એ થાત નહિ પરિષદને પ્રતિબંધ ફરમાવવા કે ગેરકાયદેસર ઠરાવવાને બદલે જો લીંબડી રાજ્યે આંદોલનને દાબી દેવાની આ નવી તરકીબ શોધી કાઢી હોય તો અમારે કહેવું જોઈએ કે રાજ્ય ભયંકર ધરતી પર પગરણ ભરી રહેલ છે. આ જાતનાં ટોળાંના ક્રોધ અને હિંસા ઝેરી અને ચેપી સ્વભાવનાં હોય છે.

## અસ્તિત્વ અશક્ય

લીંબડી રાજ્યના અત્યાચારો અને આર્થિક બહિષ્કાર વિષે મદ્રાસના 'ઇન્ડીઅન એક્સપ્રેસ'ના ૧૯–૮–૩૯ના અંકમાંથી

રાજ્યમાં ખરેખર ભયાનક દમનની પદ્ધતિ ખુલ્લી રીતે પ્રવર્તે છે અને રાજ્યના ક્રૂર રાજ્યકારભારમાં લોકોનું જીવન રક્ષાવું એટલું બિનસલામત

અંધેર કારભારના જુલમોથી લોકો રાજ્ય સામે મરણીઆ બને છે તેવે વખતે એ દૃષ્ટિએ ચડે છે.

કાઠિઆવાડના નાનકડા લીંબડી રાજ્યમાં લોકોએ જ્યારે માત્ર શક્તિપૂર્વક વિરોધના બળે સુધારાની માગણીઓ મૂકી ત્યારે એ રાજ્યે ગૂંડા ટોળી ઊભી કરી, લોકોને મારી, લૂંટી અને (માલમિલ્કત) બાળીને તેનો પ્રતિકાર કર્યો. ૪૦,૦૦૦ ની કુલ વસ્તીમાંથી ૬૦૦૦ માણસોએ નાસીને પાડોશના પ્રદેશમાં આશરો ન લીધો હોત તો આ એકપક્ષી નિવેદન છે એટલે એને અતિશયોક્તિભર્યું કહેવા કોઈ દોરવાઈ જાત."

•

## સાર્વભૌમ સત્તાની જવાબદારી

દિલ્હીનું 'ધી હિંદુસ્તાન ટાઇમ્સ' લખે છે કે :

લીંબડીના અત્યાચારો દેશે જાણ્યા ત્યારે ચારે બાજુ રોષ પેદા થયો. છાપાંઓએ એક અવાજે દરબારની અશક્તિ વખોડી કાઢી દલિત લોકો માટે ન્યાયની માગણી કરેલી. પ્રજાપરિષદનું અધિવેશન અને કોંગ્રેસ સત્યાગ્રહ સંમેલનને ભાંગી નાખવા માટે લીંબડી અને અશોધામાં સમજપૂર્વક જે હિંસક પ્રયત્નો થયા એ સહેલાઇથી જતા ન કરી શકાય એવા ગંભીર મુદ્દા ઊભા કરે છે. રાજ્ય પ્રજામંડળના કાર્યકરો પર એમના ઘરમાં ગુંડાઓએ હુમલા કર્યા, ગુંડાઓએ એમનાં ઘરને આગ લગાડી અને મિલકત લૂંટી લીધી અને મોટરમાં ઉપાડી ગયા : એ વર્ણવતુ સરદાર પટેલે નિવેદન બહાર પાડ્યું ત્યારે લીંબડી પહેલવહેલું ઝબક્યું. ત્યારપછી રાજ્યમાં થયેલ ધાડનો અહેવાલ વધારે પડતી અતિશયોક્તિ થઈ છે એમ વર્ણવતું રાજ્યે નિવેદન બહાર પાડ્યું.

ધાડપાડુઓએ હુમલા અને ધાડ માટે પ્રજામંડળના જ કાર્યકરોને શા માટે તારવી કાઢ્યા એનો ખુલાસો કરવામાં નથી આવ્યો. તે પછી પ્રજાપરિષદ ૧૯મી ફેબ્રુઆરીએ ભરાવાની છે તેની જાણ થઈ ત્યારે લીંબડીના દીવાને છાપાંમાં જે નિવેદન આપ્યું તે ગયા રવિવારે રાજ્યમાં બનાવો પર અદ્ભુત અજવાળું પાડે છે. એ નિવેદનમાં આગામી પરિષદને તોડી પાડવા તોફાનીઓને રાજ્યે ઉશ્કેર્યા એનો પૂરતો પુરાવો મળી રહે છે.

## ઉશ્કેરેલ તોફાન

એ નિવેદનમાં લીંબડીના ૨૮૦૦ વતનીઓએ પરિષદ ભરાવા સામે વિરોધ દર્શાવતી કરેલ અરજી તથા એ બેઠકને અટકાવવાની સત્તાવાળાઓ પાસે કરવામાં આવેલ માગણી વિષે દીવાને નિર્દેશ કર્યો હતો. આગળ ચાલતાં દીવાન દલીલ કરે છે કે અરજ કરનારાઓ શહેરની વસ્તીનું ૫૦ ટકા કરતાં વધારે પ્રતિનિધિત્વ ધરાવતા હોઈ તથા પ્રજામંડળ જે માગતું હતું તે ફરિયાદો માંહેલી ઘણી દૂર થઈ જતી હોઇ પરિષદ ભરવાની પ્રજામંડળ માટે કશી જરૂર રહેતી નથી.

પરિષદ પર પ્રતિબંધ મૂકીને અમે પ્રજાના શહેરી સ્વાતંત્ર્ય પર તરાપ મારવા માગતા નથી, છતાં પરિષદ ભરવાથી જે કોઈ કમનસીબ પરિણામો આવે એની જવાબદારી પ્રજામંડળને શિર રહેશે, એમ કહીને નિવેદન છેવટ પૂરું થાય છે. એ પછીના બનાવો પરથી દેખાય છે કે આ રીતે ગૂંડાઓને ઉશ્કેરીને પરિષદ તોડી પાડવા કરતાં બેઠક પર સીધેસીધો પ્રતિબંધ મૂક્યો હોત તો રાજ્ય માટે એ વધારે માનભર્યું ગણાત.

## સાર્વભૌમ સત્તાની જવાબદારી

નછૂટકે સ્વીકારીએ કે જો પરિષદ લીંબડીની પ્રજાની માત્ર લઘુમતી જ ધરાવતી હતી તો પણ જ્યાં સુધી એ કાયદેસર વર્તે ત્યાં સુધી એને મળવાને અને એનાં દુઃખની ચર્ચા કરવા દેવી જોઇએ. જે રીતે દીવાન દલીલ કરે છે એ અનુસાર પ્રજામંડળના વિરોધીઓ બહુમતીમાં હોય અને તેઓ બેઠક અટકાવવાની વૃત્તિ રાખતા હોય તો આવું ધાંધલ અટકાવવાનાં પગલાં લેવાની દીવાનની ફરજ ન હતી? એ જાણતા હતા કે પરિષદ ભાંગી નાખવાના પ્રયત્નો ચાલે છે છતાં ધાંધલ અટકાવવા કશું કર્યું નહિ એ આ ગુંડાગીરીના પ્રદર્શન પાછળની અંતઃપ્રેરણાને ખોલી બતાવે છે. જેના ભોગ રાજ્યના જ વતનીઓ બનેલા છે એવા રાજ્યના જ તંત્રે જ ઉશ્કેરેલી અને ઉત્સાહિત કરેલ ગૂંડાગીરી માટે સાર્વભૌમ સત્તાને શું કહેવાનું છે?

•

કલકત્તાનું પ્રખ્યાત "મોડર્ન રીવ્યુ" લખે છે કેઃ—

"હિંદુસ્થાનમાં આવાં રાજ્યોની હૈયાતી હોવી એ શરમભરેલું છે."

# એક વર્ષ પસાર

## બહિષ્કાર

**આજે** લીંબડીના એ ગોઝારા દિન પર એક વર્ષના વહાણાં વાઇ [illegible] છે.
એ વર્ષ ગયું, જાણે આંખના પલકારામાં પણ લીંબડીની પ્રજા એ વર્ષને પોતાના જીવનનું યાદગાર વર્ષ ગણે છે, ગૌરવહીન વર્ષ ગણે છે



પ્રજામંડળના કાર્યકરો
જે પહેલેથી છેવટે સુધી પ્રજાની મોખરે રહ્યા

લીંબડીની પ્રજા લીંબડી બહાર હિજરત કરીને નીકળી ગઈ [illegible] નદારની પ્રજાએ એને પોતાના બાંધુ તરીકે [illegible] લીંબડીની પ્રજા સ્વાર્થે નહોતી નીકળી એની હિજરત પર દેશી રજવાડાંની પ્રજાના ત્રાસ અને દમનના ચોખા

બીજા કેટલાંયે સ્થળોએ ફરી વળ્યુ અને લીંબડીની ગુંડાગીરીનો સદેશો ..વ્યો કે તરત જ ત્યાં પણ ગાંસડીઓ ગોદામોમાં રખડતી રહી.

રાજ્યના આડતિયાઓએ અજાણી ધરતી સામે નજર નોંધી અને પૂર્વમાં ચીન .. મરણિયો પાસો ફેંક્યો. પણ તેમની ગાંસડીઓ પહોંચે એ પહેલાં તારનાં .. ઝણઝણી ગયેલાં. ગાંસડીઓના અશુભ આગમનના સદેશા પહોંચી ગયેલા. .. કરતૂતોની એક પત્રિકા વહેંચી એ લોહીનાના રૂને હાથ નહિ દેવા પૂર્વની .રાષ્ટ્રીય પ્રજાને બહિષ્કાર સમિતિએ વિનતિ કરી. ત્યાંની બહાદુર પ્રજાએ હિંદના દેશી રજવાડાંની કચડાયેલી પ્રજાની આરઝૂ સમજી અને હાર્દિક સહકાર આપ્યો. .. અંગ્રેજી, ચાઇનીઝ અને બીજા છાપાંઓએ એ કાર્યને ઝીલી લીધુ અને ..ંગહાઇ પોસ્ટ" લીંબડીના રૂનો બહિષ્કાર પોકારવા આવાં મથાળાં સહિત ..ખાણ લખ્યાં:

**Limbdi State Misrule Brings Local Sequel**

**Kidnappings Of Girls Start Agitation By People**

**ROWDIES PREVENT MASS MEETING**

**Committee Attempting To Block Outlets For Cargoes**

"લીંબડી રાજ્યનુ અધેર સ્થાનિક ઉછાળો લાવે છે છોકરીઓનાં અપહરણ પ્રજામા આદોલન જગાવે છે ગૂડાઓ પ્રજાની સભાઓ અટકાવે છે. સમિતિ એના માલને વેચાતો અટકાવવા પ્રયાસ આદરે છે."

"ઇવનીંગ એકો" નામના છાપાએ મુંબઈ બહિષ્કાર સમિતિને સહાનુભૂતિદર્શક પત્ર લખ્યો કે: "લીંબડીના રૂબહિષ્કારે અહીંની પ્રજા પર ભારે અસર કરી છે. 'ચાઇના પ્રેસે' પણ લીંબડીની ગુડાગીરીની કથાઓ પ્રગટ કરી છે. અમે આપની સપૂર્ણ ફતેહ ઇચ્છીએ છીએ."

આંદોલન વધુ મજબૂત બન્યું. નવેમ્બરના પહેલા અઠવાડિયામાં શાંગહાઈ રેડીઓ સ્ટેશન પર ચીનના પત્ર 'શાંગહાઇ પોસ્ટ'નાં મથાળાં ચાઇનીઝ ભાષામાં પાંચ દિવસ સુધી રૂના બહિષ્કારની જાણ કરવામાં આવી. શાંગહાઇમાં જવા સુજાયેલી ગાંસડીઓને કોઇ અડક્યું નહિ એટલે જાપાન તરફ નસીબ અજમાવવા

એ ઊપડી પણ એનુ નમીમ એ ડગતા આગળ રચુ હતુ ચીનમા લીબડી વિરુદ્ધ પ્રચારે જાપાનમા પણ પડઘા પાથરી દીધેના અને

# City Urged To Boycott Limi Cotton Arriving Here This W-

## ... in State Said Ruled By Legalized Gang... Under The Sponsorship Of 'Primitive' Tyrant

That cotton is tainted as ... of the product in al... was the ... of the world ... dealers in Shanghai ... supported By Gandhi ... boycott of the 332 bales of ... ting on the Limbdi ... cotton due to arrive here ... Mr Gandhi says "Perhaps now

### ચાઇના પ્રેસે' આવા મથાળા ભભકાવ્યા

ડીઓ જાપાનને કિનારે પહોચે ત્યા તો ત્યાના હિંદી વેપારીઓએ ભેગા લીબડીના રૂનો બહિષ્કાર કર્યો અને મુબાઈ બહિષ્કાર સમિતિને તાર કર્યો કે 'લીબડીના રૂને સીધી કે આડકતરી કોઈ રીતે ન અડવુ એ જાતની ટેકો મે કા સહિત ઘણા વેપારીઓએ લીધી છે મુબાઈ બહિષ્કાર સમિતિ સાથે સપર્ક રાખવા લીબડી રૂ બહિષ્કાર માટે અહીં પણ એક વગદાર સમિતિ નિમાઇ અહીંના વેપારીઓએ મુબાઇના પોતાના એજન્ટોને જણાવી દીધુ છે કે ... રૂ હશે તો પાછુ ધકેલવામા આવશે. સ્થાનિક વાતાવરણ એક પણ ગાસડીને વેચાણ નહિ થાય એની ગેરન્ટી આપે છે અને ત્રણ માસમા માલ પાછો નહિ ભરી જવામા આવે તો જાપાનીઝ કાયદા પ્રમાણે માલ સરકાર જપ્ત કરે ' ગાસડીઓ રખડતી પડી રહી. એ રીતે લીંબડીથી વઢવાણ, વઢવાણ કેમ્પ, બોટાદ, ભાવનગર વગેરે સ્થળે જતાં ગાસડીઓ સ્થાનિક પ્રજાજનોને હાથે એ જ હાલ પામી અને પાછી ફરી છે

આમ આખા વર્ષ દરમ્યાન લીંબડીના પ્રજાજનો પ્રત્યેની બહારની પ્રજાએ સહાનુભૂતિ કાર્યમા ઉતારી દેખાડી અને પ્રજાના રોષનુ પરિણામ રાજ્યોને દાખલા રૂપ બતાવી આપ્યુ

એક વર્ષ પૂરૂ થયુ છતા સામુવી ગાસડીઓ સિવાયની ઘણીખરી ગાસડીઓ લીંબડીમા અગર બહાર ગામે પડી છે અને આ રીતે એ ગાસડીઓ પડી જ રહેવાની, જ્યા સુધી રાજ્ય પોતાના કરતૂકોને પાછા નહિ વાળી લે ત્યાસુધી.

તા ૨૧-૨-૩૦ ના રોજ અમદાવાદમાં ભરાયેલ લીંબડી રાજ્ય પ્રજામંડળના વાર્ષિક સંમેલનના પ્રમુખપદેથી શ્રી. શામળદાસ ગાંધીએ પણ યોગ્ય જ કહ્યુ છે કે. "લીંબડીનુ નામ હિંદભરના પ્રતિષ્ઠિત વેપારીઓ હવે લેતા નથી અને લીંબડીનુ નામ દેશ પરદેશના દલાલ આડતીઆઓ પણ હવે વદતા નથી લીંબડીની ગાંસડીઓને આગબોટો જડતી નથી, વહાણના ટંડેલો એ તિરસ્કારાયેલા માલને અડતા નથી, ગાડાઓ ને ખટારાઓની રાસ ચલાવીને રોજી રળતા કંગાળ ગાડાવાળાઓ પણ લીંબડીના બહિષ્કૃત રૂનો ભાર ખેંચવાને તૈયાર નથી અને ભૂખનુ દુઃખ સહાય વેઠતા મામૂલી મજૂરો પણ લીંબડીની ગાંસડીઓ ફેરવીને પૈસો પામવાને તૈયાર નથી"

બહિષ્કાર ઉપરાંત ફેબ્રુઆરીના એ ગોઝારા અઢારમા દિવસની યાદમાં પ્રજાએ મહિને મહિને 'લીંબડી દિન' ઊજવીને એ યાદને સતેજ રાખી છે લીંબડીના આઠમા દિનને ચારે બાજુ વ્યાપક સ્વરૂપે ઊજવવામા આવેલો, ઠેર ઠેર સભાઓ ભરાયેલી, લીંબડીના અત્યાચારોનો વિરોધ કરતા, પ્રજાને અભિનંદન આપતા, અને બહિષ્કારને મદદ કરવા વિનંતિ કરતા ઠરાવો થયેલા

આ મહિનાઓ દરમ્યાન કોઇ કોઇ વચલા માણસોએ સમાધાન કરવા પ્રયત્ન કરેલા પણ રાજ્ય પોતાની પૂર્વનીતિથી ન ચમકવાથી સહેજે ભાગી પડયા.

સૌથી ધ્યાન ખેંચતા પ્રયત્નો મહાત્માજીએ કરેલા. 'હરિજન'મા લેખ લખી લીંબડી ઠાકોરને જાહેર અપીલ કરી, નિષ્પક્ષ તપાસપંચ નીમવા માગણી કરેલી, જેની અવગણના થઇ છે એ સંબંધીનો પત્રવ્યવહાર આગળના પાના ઉપર જોઇ ગયા સમાધાનના કોઈ તત્વમા તેને નથી માની સૌએ મૂગા રહી પોતાને માર્ગે આગળ ધપવામાં જ શ્રેય માન્યુ છે

આ એક વર્ષ દરમ્યાન હિંદભરના છાપા, સવિશેષ મુંબઇ ઈલાકા, ગુજરાત તથા કાઠિયાવાડના છાપાઓ લીંબડીના આંદોલનોને અનન્ય સાથ આપીને પ્રજાની પડખોપડખ ઊભા રહેલા છે એ ભુલાય એવુ નથી

બીજી બાજુ જોઇએ તો લીંબડી રાજ્યમા શી સ્થિતિ છે? હિંદની પ્રજા સાથેના આ ઘર્ષણ દરમ્યાન જામનગર સિવાય બીજા કોઈ રાજ્યે ઉઘાડી મદદ કરી નથી દેખાતી. કાઠિયાવાડના રાજવીઓની લીંબડીમા બેઠક ભરાયેલી ત્યારે જામ સાહેબને લીંબડીની પ્રજાને નામે માનપત્ર અપાયેલુ એ માનપત્ર આપવાનુ કારણ એ બતાવાયેલુ કે પ્રજાએ કરેલ બહિષ્કારમા તેમણે જે મદદ કરી છે તેથી લીંબડીને વિટંબનાઓમાથી બચાવી શકાય છે.

લીંબડીની આતરિક સ્થિતિ કેવી છે? કોઇ પણ ધોળી ટોપીવાળો જતો એને હેરાન કરવામા આવતો એ સ્થિતિ હવે ઓસરવા લાગી હોય તેમ સમજાય છે અમે તેમ હો, પણ ઢીલા થઇને પાછા ગયેલા લોકો પણ કહે છે કે લીંબડીનું વાતાવરણ ક્ષોભજનક છે, ત્યાના જીવનમા સત્ત્વ નથી, આનંદ નથી, ઉલ્લાસ નથી. અને જ્યા સુધી હિજરતી પ્રજાને સ્વમાનભેર એના મૂળ વતનમા પાછુ સ્થાન નહિ આપવામા આવે, જ્યા સુધી કાયદા અને ન્યાયનો અમલ શરૂ નહિ કરવામા આવે, જ્યા સુધી ગયા વર્ષના કરતૂતોનુ પ્રાયશ્ચિત નહિ કરવામા આવે ત્યાં સુધી એ જ વાતાવરણ રહેવાનુ.



## ભલેને હિજરત થઈ, અમે એના એ

[૧]

### કાયદો નેવે મુકીને

રાજ્યે બધા ખેડુતો અને બીજી વસ્તીને તાકીદ કરી છે કે હિજરતમા ગયેલા કોઇની ઉઘરાણી આપવી નહિ. રળોલમા પ્રજામંડળનુ કામ કરતા સોનીને ત્યા ધાડ પડી એ પછી એ સોની કુટુંબ રળોલમાથી હિજરત કરી વઢવાણ રાજ્યના જોરાવરનગરમા જઈ વસ્યુ. રળોલના એક વોરાએ કડલા લૂટી એની પાસેથી રૂ. ૬૦) ઉપાડેલા આ કડલા પાછા મેળવવા એક તરકીબ ગોઠવાણી. એ સોનીને એજન્સીની હદમા ગેડી અસારનસાર જવું પડતુ હતુ. એટલે લીંબડીની હદમાથી પસાર થતા તેને લીંબડી તાબાના ગામ પાંધરેટિયાના મુખીએ પકડ્યો અને લઇ ગયા શ્રી ના મા પાસે વોરાના લેણદેણની વાત બાજુએ રહી ગઇ અને રળોલ ગામની એની પાસે લેણી પડતી રકમ તરત ભરી દેવા અને ન ભરે તો અટકાયતમાં રાખવા શ્રી ..જએ દાટી આપી. પકડવા માટે ન મળે વોરંટ, નહિ કોઈ કાયદાની વિધિ જ્યારે સોનીને જમીન ઉપર ચડવા એની સાથેના દરબારે વિનંતિ

સલાહ આપી, એને તા. ૧૦મી જાન્યુઆરી '૪૦ના રોજ ગેરકાયદેસર રીતે અટકાયતમાં લીધો. એ યાદ રાખવાની જરૂર છે કે શ્રી. નારૂભા નથી પોલીસ ઉપરી કે નથી ન્યાયાધીશ. એ રેવન્યુ ખાતાના અધિકારી તરીકે સત્તા અજમાવી રહ્યા છે.

[ ૨ ]

## લીંબડીમાં દાખલ થનારની પજવણી

લીંબડીમાં દાખલ થતાં બધાની પજવણી ચાલુ રહી છે. હિજરતીઓમાંથી તો કોઈને પરવાનગી સિવાય દાખલ થવા દેવામાં આવતા નથી; આમાંથી સ્ત્રીઓ પણ બચી નથી લીંબડીના જુલ્મની એ વિશિષ્ટતા છે. આવી રંજાડના થોડા નમૂના આ નીચે છે :—

(૧) કપાસી દોલતચંદ મેઘજીના દીકરાની વિધવા બાઈ મરવા લીંબડી ગઈ, રાજ્યે વાંધો લીધો. બાઈને ગામ છોડવા હુકમ થયો. બાઈએ હુકમને તાબે થવા ના પાડી અને અન્ન-જળનો ત્યાગ કરીને રહેવું પડે તો યે રહેવાનો નિર્ણય કર્યો. એના પિયરિયાં ગોકળ પાનાવાળાને રાજ્યે બોલાવી બાઈને સમજાવવા દબાણ કર્યું. પિયરિયાંને પજવણી ન થાય તે ખાતર બાઈએ લીંબડી છોડવા સ્વીકાર્યું.

(૨) મગન બાલાભાઈની વિધવા બાઈ સુંદર લીંબડી આવી. શ્રી. મણિશંકર નામના માણસે બાઈના યજમાન શ્રી. શિવા કાળાને એ બાઈને કાઢવા ફરજ પાડી.

(૩) રતિલાલ હરજીવનનાં વહુ વીરમગામ રહેતાં તે એમના ફુવાની કાણે આવેલાં. તેમની પાસે રૂા. ૫૦૦) માગવામાં આવ્યા.

[ ૩ ]

## લૂંટ્યા

(૧) પાણશીણાવાળા શ્રી. કાળુ ધનજીનો બાજીનો માલ લૂંટાઈ ગયો.

(૨) હિજરતે ગયેલા મોજીદડના કાર્યકર બ્રાહ્મણ શ્રી. મગનલાલ રામચંદ્રના ઘરમાંથી બધી વસ્તુઓ ઉપાડી જવામાં આવી અને ઘર રાજ્યે જપ્ત કર્યું.

(૩) પાણશીણાના શ્રી. મણિલાલનું ઘર તથા દુકાન રાજ્યે બીજાને સોંપી દીધાં

[ ૪ ]

# ચણાતું મકાન જમીનદોસ્ત કર્યું

શ્રી શિવલાલ ઈચ્છારામ સોની જ્ઞાતિના અગ્રણી છે. તેમણે પહેલેથી જ પ્રજામંડળની પ્રવૃતિમાં ભાગ લીધેલો. તેમનાં મકાન નાગભાઈના ઓરડાવાળી શેરીમાં ચણાતાં હતાં. નાગભાઈના ઓરડાવાળી શેરી સીધી કરવા માટે લાઈનદોરીની યોજના ઊભી છે. એટલે ત્યાં નવાં ઘર બંધાય તેને નવી લાઈનદોરી પ્રમાણે બાંધવાની પરવાનગી મળે છે. ઠાકોરસાહેબે રાજ્યઅમલ કુમારોને સોંપ્યા પછી પણ મકાન સંબંધીનું કામકાજ પોતાના હાથમાં રાખ્યું છે.

શ્રી. શિવલાલ સોનીના ઘર પાસે નવી લાઈનદોરી મુજબ જમીન વેચવાની હતી, જે ઠાકોર સાહેબે શરમાવીને એમને લેવરાવી અને અવાટ વેચાણ કરી આપ્યુ. એ પછી શ્રી. શિવલાલ મકાન ચણતા હતા ત્યારે એને અંગે પડેલા વાંધાનો બે વખત ઠાકોરસાહેબે નિકાલ કરેલો. મકાનની ઊભણી (પ્લીંથ) સુધીનું ચણતર કામ થઈ ગયુ અને ઉપર બારસાખ તથા બારીઓનાં ચોકઠાં મુકાઈ ગયાં. તે અરસામાં હિજરત થવાથી અને શ્રી. શિવલાલ વઢવાણ જઈને રહ્યા તેથી શ્રી. શિવલાલને દંડવા એમનાં આ મકાન ઉપર તવાઈ આવી. એ શેરીમાં રહેનારા લોકો પાસેથી અરજીઓ લેવામાં આવી કે નવું મકાન અડચણ રૂપ છે. એ અરજી ઉપરથી મકાન પાડી નાખવા હુકમ થયો. એક વખત ઠાકોરસાહેબે એ જગ્યા તપાસી એ હુકમનો અમલ અટકાવ્યો. પણ નિવૃત્ત રાજાની વાત આખરે અવગણી એ મકાન પાડી નાખવામાં આવ્યુ. શ્રી. શિવલાલ આ કસોટી-માંથી પાર ઊતર્યા અને રાજ્યની મુરાદ પાર ન પડી.